રજીસ્ટર.

# चंद्रसिंह-दीपमणी नाटक

પંચ અંકી. ૨૩૧૯

ગદ્યપદ્યથી ભરપુર.

રચી પ્રસિદ્ધ કરનાર,

## રૂપાણી ભીમજી કાળીદાસ.



અમદાવાદમાં

યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી

કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.



આવૃત્તિ પહેલી—પ્રત. ૧૦૦૦

સંવત ૧૯૪૧ માં——સને ૧૮૮૪ માં.

કિંમત દસ આના.

રસીક.

# चंद्रसिंह-दीपमणी नाटक

પંચ અંકી.

ગદ્યપદ્યથી ભરપુર.

રચી પ્રસિદ્ધ કરનાર,

## રૂપાણી ભીમજી કાળીદાસ.



અમદાવાદમાં.

યુનાઈટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી
કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.



આવૃતિ પહેલી—પ્રત. ૧૦૦૦
સંવત ૧૯૪૦માં.—સને ૧૮૮૪ માં.
કિંમત દસ આના.

આ ચોપડી રચવામાં, મ૦ મીસ્ત્રી પીતામ્બર હરીલાલ તરફથી સંપૂર્ણ મદદ મળેલી છે, તેથી તેમનો ઘણોજ ઉપકારી છું.



# अर्पणपत्रीका.

સુજ્ઞ સુશિલ ગ્રંથ કરતાઓ.

આ ફાંની દુનિયાંને વિષે કૃતાર્થ અને સફળ જીવિત ફકત હું તમારૂંજ માનુંછું. વળી આ સંસારમાં અનુક્રમે મહાન મહાન પુરૂષો સંપત્તિવાન્, સમૃદ્ધિવાન્ આદી થઈ ગયા છે, તેમના કરતાં તમારી સુકીર્તિનો દ્રઢસ્થંભ હજી સુધી અવિચળ રહેલો છે. સ્પષ્ટ જણાઈ આવે છે કે, તમે ખરેખરા સ્વાર્થ રહિત અને પરોપકારી છો. મનુષ્ય માત્રનુ જ્ઞાન શા પર આધાર રાખેછે? ફક્ત, આશ્ચર્યબુદ્ધિથી રચાએલા સર્વ લોકોપયોગી તમારં પુસ્તકો ઉપરજ. આવી તમારી પ્રત્યે કૃતજ્ઞતાનો બદલો વાળવા અગર જો, મારામાં સંપૂર્ણ સામર્થ્ય નથી તો પણ, તમારૂ દેવાંશી નામ મારા હૃદયચક્ષુમાંથી કદી વિસ્મૃતિપદને પામશે નહીં. તમારૂં અવિચળ નામ મારો યાદગીરીમાં તથા હૃદયને વિષે વધારે ઠસાવાને અર્થે મેં મારી અલ્પ મતિથી રચેલું લઘુ પુસ્તક જેમાં આપના જેવી લાવણ્યતા નહીંજ હોય, તે આપને અતિ સ્નેહ સાથ અર્પણ કરૂંછું. તે સ્વીકારજો.

લી૦

સંસ્થાન ભાવનગર. | આપનો નિરંતર સ્મર્ણાનુરાગી ભીમજી વિ. કાળીદાસ રૂપાણી. જેતપુર વાળા.

# ચંદ્રસિંહ દીપમણી નાટક.

---

પાત્ર..

સુર્યસિંહ..... .....તારાપુરનો રાજા.

ચંદ્રસિંહ..........તેનો પૂત્ર.

વીરસેન..........પ્રધાનપૂત્ર તથા ચંદ્રસિંહનો મીત્ર.

લાડુભટ...........રાજ્યગોર.

ભટાણી ..........તેની સ્ત્રી.

ભદ્રસેન ..........મોહીતપુરીનો રાજા.

દીપમણી..........તેની પુત્રી તથા ચંદ્રસિંહની પત્ની.

યશોમતી..........તેની સખી.

નિર્દયસિંહ.........તીમરપુરીનો રાજા.

સુગુણા<br>મનોરમા<br>દયામય<br>ગુણાવળી } ......નિર્દયસિંહની રાણીયો.

ધમરોળસિંહ ........ધાંધલપુરનો રાજા.

નાદાનજી..........તેનો પ્રધાન.

દયાળજી.. ..........ધાંધલપુરનો એક વણીક.

મહારાય............વીમળપુરીનો રાજા.

પૂર્ણચંદ્રા............તેની પુત્રી અને પછીથી વીર-
સેનની અર્ધાંગના.

લબાડજી..... .......લુટારાઓનો સરદાર.

લપોડજી..............તેનો મીત્ર.

તે શીવાય-પ્રધાન, સેનાધિપતી, ચોપદાર, માળી, માળણ, શહેર ખબરો, ગુલાબખાં, હુંડીંબુચકારખાં, શેરખાં, પેપડીખાં, જુતીખાં, તથા યોગી, શીપાઇઓ, દાસ, દાસીઓ, લુટારાઓ. વીગેરે.



રસીક.

# चंद्रसिंह-दीपमणी नाटक

પંચ અંકી.

---

## ઈશ્વરસ્તુતિ.

### પદ.

બધા—(વિનતી ધરજો ધ્યાન સહુ જન વિનતી ધરજો ધ્યાન-એ રાગ)

તુજ ગુણું અપરમપાર, પ્રભુજી તુજ ગુણ અપરમપાર.

(બેવાર.)-ટેક.

સુરનરે નાયક સદ્ગુણ દાયક, તારક વિશ્વાધાર— પ્રભુજી.

નમો સુખકરતા ભવ દુઃખ હરતા, નિર્મળ જુગદાધાર. પ્ર०

અકળ ગતિછે તારી મુરારી, કોઈ ન પામે પાર. પ્ર०

જય નિરંજન અરી દળ ભંજન, સતનો બેલી સાર. પ્ર०

અહો દિનબંધૂ સદગુણ સિંધુ, ભક્ત તણો આધાર. પ્ર०

અરજ અમારી ઉર ધરીને, સુમતી દે તું દાતાર. પ્ર०



# अंक १ लो.

## प्रवेश १ लो.

### સ્થળ—લાડુભટનું ઘર.

ભટાણી.—ઓ દૈવ હવે મારે શું કરવું, મારા સ્વામી આજ બાર માસ થયાં દેશાવર ગયા છે તેની ખર કે ખબર કંઇ નથી, ગયા તે ગયાજ. તાજા ઘીના ચુમુતા લાડુ મળતા હશે તેના મોરચ્યામાં હું તે શાંની યાદ આવું? શું! કોઈ સુંદર સ્ત્રીનો મળી નહીં હોય કે તેની સાથે રમત ગમત કરવામાં મને વિસારી મેલી? એમજ! નહીંતો છ મહીનાનો વાયદો કરીને ગયા છે તે હજુ બાર મહીના થવા આવ્યા તોપણ આવ્યા નહીં. મારૂં મન અતિશય મુંઝાય છે, આ કામાગ્નિનું કષ્ટ મારાથી સહેવાતું નથી.

(ગોરી ચલી સાસરે ફીરઆી કબુ આના—એ રાગ.)

જોઉં રાત દીવસ હું રાહ પીયુ તારીરે,
લે જલદી આવીને અહીં ખબર મારીરે.
તુજ વિણ પડે નહીં ચેન ક્ષણું એક મુજને,
થાય મુજને અતિશય હર્ષ દેખું જો તુજને.

(બારણું ખખડતું સાંભળીને.)

અરે આ અવાજ શાંનો આવે છે. (બારણા તરફ જોઈને.) કોણ છે?

નેપથ્યમાંથી—અરે એતો હુંછું હું ઉઘાડની ! (ઉઘાડેછે અને લાડુભટ પ્રવેશ કરે છે).

**ભટાણી**—ઓહો આતો મારા ભટજી મારા કાગળની કોર બેટીને) ઓ મારા પ્રાણ તમારી નાખેલી મુદત ઊપરાંત તમે આટલા દાહાડા સુધી ક્યાં રોકાયા હતા ?

**લાડુભટ**—તે બધી વાત હમણાં જવાદે, અને રસોઇના તૈયારી કર, મને ભૂખ લાગી છે તેથી જમીને મારે ચંદ્રસિંહ-કુમાર પાસે જવું છે.

**ભટાણી**—એવું તે કુંવરજી પાસે શું જલદીનું કામ છે ! કે હજુ હમણાંજ ચાલ્યા આવોછો તેટલામાં જવાનું કહો છો, તેતો મને કહો. ?

**લાડુભટ**—લે સાંભળ ત્યારે ! તને પણ સંક્ષેપમાં કહી બતાવું છું, ગાંમોગાંમ ફરતો ફરતો મોહીત પુરીમાં જઇ ચડ્યો, અને ત્યાંના રાજા ભદ્રસેનની કચેરીમાં જઈ આશિર્વાદ આપ્યો અને બે ત્રણ શ્લોક કેહ્યા, રાજા ખુશી થયો, અને ચાકર સાથે ભોજનશાળામાં મોકલ્યો. ત્યાં જઇ બંદાતો દ્રઢાસન કરી, ધોતીયાંની ગાંઠ જરા નરમ કરીને બેઠા. બેઠા, તે બેઠા અને આગળ લાડુ મારા પેટમાં પેઠા. ખૂબ તૃપ્ત થઇને, પાંન સોપારી બચડતા, અને તંબાકુની પિચકારી મારતા, પાયગાના ઉપરના ભાગમાં ઉતારો આપ્યો હતો, ત્યાં જઈ પેટ ઉપર હાથ ફેરવતા બિછાનામાં આળોટવા લાગ્યા. મધ્ય રાત્રી થઈ એટલામાં, નીચેના ભાગમાં ફડાકા બોલવા માંડ્યા. તે સાંભળતાં

જ મારાતો હોશ ઉડી ગયા કે, વળી આતે શી બલા લાગી, પણ પગે ધ્રુજતો અને હાથે હીંમતને પકડતોકને ધીમે ધીમે બારી આગળ આવી છાંનોમાંનો રહી તમાસો જોવા લાગ્યો. તો તેજ રાજાની કુંવરી દીપમણીની દાસીને પાયગાને ઠાણીયે, બે ચાર ચાબખા ચખડાવી દીધા પછી ધમકી દઇને કહ્યું કે, રાંડ દૂતી આટલીવાર કેમ લાગી ? ત્યારે તેણીયે જવાબ દીધો કે, તમે ગુસ્સે નહીં થાઓ. અને કહું તે સાંભળો. આપણા રાજાની કુંવરી દીપમણી ઝરૂખામાં હવા ખાતી બેઠી હતી, તેટલામાં તારાપુરના રાજા સુર્યસિંહનો કુમાર ચંદ્રસિંહ તેજ ઝરૂખા નિચેથી ઘોડો એલાવતો નીકળ્યો. તેની સાથે કુંવરીની નજર એકમેક થતાં અને તેનું અતિશય સુંદર સ્વરૂપ જોતાં, ગાંડી સરીખી બની ગઈ. તે વખતે હું પાસે હતી એટલે તે શાંત થઈ ત્યાં સુધી મારે ત્યાં રહેવું પડ્યું તેથી માફ કરો. અને હજુ પણ મારે ત્યાંજ સુવા જવું પડશે, માટે હું જાઉંછું. એમ કહી દાસીએ ચાલવા માંડ્યું. આ વાત સાંભળી બંદાના પેટમાંતો ફુરફુરી થઈ, અને વિચાર કર્યો કે, દીપમણીની પૂર્ણ પ્રીતી ચંદ્રસિંહ ઉપર થઇ છે, માટે તેને મળી ખાત્રી આપી, લખાવી લઇને, કાગળ અને આવા ખુશીના ખબર ચંદ્રસિંહને આપું તો આપણીતો બનની બૂમ જાય. એમ વિચાર કરી, દાસીને આડું અવળું સમજાવી તેની સાથે દીપમણી પાસે ગયો. અને હું કામ બજાવી આપીશ એમ ખાત્રી થઈ ત્યારે તેણીએ ખુશી થઈ કાગળ લખી આપ્યો છે. અને ચંદ્રસિંહ

ને ખાત્રી થવા સારૂ તેની છબિ પણ સાથે લાવ્યો છું. જો આ તેનો આપેલો પોશાક (દેખાડે છે) અને રાજા પાસેથી પણ રૂપીયા સો શીખના મળ્યા.

**ભટાણી**—(પોશાક જોતાં) વાહ ! આતો ઘણું મજેનું જરીયાન છે. તે મને બહુ સોભશે.

**લાડુભટ**—અલી ! હવે તું ઝાઝો વખત લગાડ ના, અને રસોઈ કર કે જરા ટાહાડું પેટ કરીને, કુંવરજી પાસે દોડ્યો જઉં ઉં—

**ભટાણી**—ચાલો, નહાઓ અને સંધ્યા સ્નાંન કરો તેટલામાં હું રસોઈ તૈયાર કરૂં.

(બન્ને ઘરમાં જાય છે)



## प्रवेश २ जो.

### સ્થળ—ચંદ્રસિંહનું દીવાનખાનું.

**વીરસેન**—ઓ મારા વ્હાલા ચંદ્રસિંહ ! તારૂં મુખારવિંદ મે કદી આટલું બધું દીલગીરીમાં જોયું નથી. સુર્ય જેમ દુષ્ટ રાહુથી, ઘેરાઈ જાય છે, અને તેનું તેજ જેમ ક્ષિણતા પામે છે, તેમ તારો રમણીય અને હસ્તો ચહેરો આજ કયા શોકરૂપિ રાહુથી ગ્રસ્ત થએલો છે. તારૂ દીલ ઉદાશીથી ભરપૂર જોઈ, મારૂં મન મારા હાથમાં નહીં રહેતાં, તારા શોકમાં ભાગ લેવા ચાહે છે. તેથી તું જલદી દરશાવ કે, એટલીબધી શી આફતમાં આવી પડયોછું.

**ચંદ્રસિંહ**—પ્રેમમિત્ર વીરસેન ! તારાથી કંઇપણ છાનું રાખવા મારૂં દીલ તદન અશક્ત છે તેથી સાંભળ.

(જેને જોતાં મનડું રીઝે એવી છે સુંદર નારી—એ રાગ.)

જેને જોતાં સુધ ગઇ ઉડી, એવી મેં દીઠી લલના; ટેક;
શીકાર પાછળ પડતાં જંગલમાં, ભુલો પડ્યો તે ઠાર;
(પછી) મોહીતપુરીમાં થઇને આવતાં, દીઠી અપ્સરા નાર, જેને. ૧
રૂપ અનુપ ગુણવંતી ગોખમાં, જોઇ સહીત શણગાર;
કટાક્ષબાણે કાળજું કોર્યું, ચાતુરી અપરંમપાર, જેને. ૨
પાન સરીખું પેટ કહી જે, કુચ્ચ બીલી ફળ તુલ્ય;
નાશિકા સુંદર સુક પ્રમાણે, ગાલ ગુલાબી ફુલ, જેને. ૩
શબ્દ સાંભળી નાસે કોકિલ, સિંહ કમરથી તેમ.
જોતાં હથેળી કમળ વિચારી, પેસે પાણીમાં એમ, જેને. ૪
કાળી વેણ અહિ ફેણ સરિખી, નેણ ધનુષા કાર;
લલિત ગાત્ર ચંદ્રમુખ કહી જે, મળશે પ્રભુ એ નાર, જેને. ૫

હા ! એજ મનહર મુર્તિ મારી નજર આગળથી અહોનિશ ખસતી નથી. જ્યારથી તે સુંદર સ્ત્રી મારી દ્રષ્ટીએ પડી, ત્યારથી તેણીએ મારા ચિત્તનું તદન હર્ણજ કરી લીધું છે. હું ખરેખરૂં કહુંછું કે, જો તે સુઘડ સ્ત્રી મને નહીં મળે તો, આ મારો પ્રાણ આ દેહને વિષે ટકનાર નથી.

**વીરસેન**—વ્હાલા ચંદ્રસિંહ ! સર્વજ્ઞ ઇશ્વર સર્વ સારાં વાનાં કરશે, માટે હવે તે વાતની ફીકર છોડ અને ખુશીમાં રહે, આપણે તે વિષે બરાબર ગોઠવણ કરીશું.

(લાડુભટ હાંફતો હાંફતો પ્રવેશ કરેછે.)

**ચંદ્રસિંહ**—આવો ભટજી! આવડા ઉતાવળા કેમ વારૂ ? (ભટ ખડ ખડ હસેછે અને કાગળ તથા છબિ આપેછે તે લેતાં) શું છે વારૂં!

**લાડુભટ**—જે છે તે એમાં છે. આ ફકડનાં કામ'કાચ્યાં ન હોય, એક હજાર રૂપૈયા અને સાડા બે મહીના સુધીનો પુરમેશ્વરનો આશીર્વાદ છે.

**ચંદ્રસિંહ**—જેને માટે ઘેલો થયોછું, તેનાજ ખુશી ખબર તમે ક્યાંથી લાવ્યા ભટજી ?

**લાડુભટ**—હું હમણાંને હમણાં બાર મહિના થયાં દેશાવર ફરવા ગયો હતો, અને પાછા આવતાં ગયા મંગળવારને દહાડે મોહીતપુરીમાં રાજા ભદ્રસેનના દરબારમાં રાત રહ્યો હતો તેટલામાં તે રાજાની પૂત્રી દીપમણીની સાથે મુલાકાત થઈ, તેમાં તે આપના ઉપર સંપૂર્ણ મોહીત છે, એમ જણાયું. અને હું આપનોજ બ્રાહ્મણ છું એવી ખાત્રી થઈ એટલે કાગળ લખી આપ્યો. વળી આપને ખાત્રી થવા માટે તેની છબિ પણ લેતો આવ્યો. અને તેના સ્વયંવર મંડપનું મૂહૂર્ત પણ લગભગ આવ્યું છે. તેની ખટપટમાં સર્વ છે, તે પણ એક મારી સાફાઈ જોવી.

(એમ કહી કુદકા મારેછે.)

**વીરસેન**—અરે વાહરે ભટજી તમે પણ બહુજ બહાદુરીનું કામ કર્યું. રાજ્યગોર તો એવાજ જોઇએ. સાહાબાશ છે.( હસેછે

અને ચંદ્રાસંહને) ખરેખર આ વાત ઇશ્વરને પુરેપુરી ગમતી છે.

**ચંદ્રસિંહ**—હા એમજ! નહીં તો આવો બનાવ એકદમ બનવો મુશ્કીલ છે. ઠીક છે ત્યારે હમણાં ભટજીને કાંઇપણ ખુશી કરવા જોઇએ. (બારણા તરફ જોઇને) કોઇ છે કે?

**ગુલાબખાં**—(સલામ કરીને) હજરત મેંય હાજીર હું, ક્યાં ફરમાશ હયે જનાબ?

**ચંદ્રસિંહ**—અપની ખાનગી તેજુરીમેસેં, અપે ભટજીકો સો સોનામોર દેનેકો અજાનચીકુ બોલો.

**ગુલાબખાં**—બહોત અચ્છા સરકાર. (ભટજીને) ચલીએ ભટજી માહારાજ.

**બાકુભટ**—(ઉભો થઇને) સદા સુખી રહો મહારાજ. ધાર્યાં કામ સિદ્ધ થાઓ.

(બન્ને જાયછે.)

**ચંદ્રસિંહ**—ભાઈ વીરસેન હવે આ કાગળ હું સાંભળું તેમ વાંચો કે તેમાં શું લખ્યું છે.

(વીરસેન કાગળ વાંચેછે અને ચંદ્રસિંહ છબિ જુએછે.)

**વીરસેન**—(મારા પંથીરામ પ્રણામ-એ રાગ-અથવા માઢ.)

મારા પીયુજી જરા દો હાથરે, થઇછું ઘેલીરે ઘેલી;
વાંચી કાગળ લખજો જવાબરે, થઈછું ઘેલીરે ઘેલી. ટેક;
સ્વસ્તિ શ્રી તારાપુર નગરી, શોભા અપરમપાર;
ત્યાં વસોછો સાહેબા મારા હૈયા કેરા હારરે. થઈછું. ૧
લાયક સર્વે ઉપમાને, સહીત સદગુણ સાર;

શીરછત્ર છો માહારા પ્યારા, ચંદ્રસિંહ કુમારરે. થઈછું. ૨
બીરાજમાંન ઘોડાપર થઇને, જતાં દીઠા મેં જ્યાંય;
તેણે તમારે મુજને પ્યારા, ઘાયલ કીધી ત્યાંયરે. થઇછું. ૩
તે દીવસથી અંન ન ભાવે, પાણી લાગે ઝેર;
ચિન્તા સરખી સેજલડી, કાંઈ નિંદ્રા પણ તે પેરરે. થઇછું. ૪
ઘણું શું લખું સાહેબારે, ટુંકામાં ટુંકો એ સાર;
થઈ ચૂકીછું આપની, તેથી વેગે કરજો વારરે. થઇછું. ૫
મહા મહિનો રળીયાંમણોરે, પક્ષ શુક્લ મોઝાર;
તિથી સાતમછે ભલી, વળી વાર શોમ સુખકારરે. થઇછું. ૬
સ્વયંવર મંડપ માહારોરે, તે દીને છે ખાશ;
વેગે પધારી વાલમા, કાંઈ પુરજો હૈડાની આશરે.થઇછું. ૭
લખીતંગ દાસી દીપમણીરે, મોહીતપુરીથી આવાર;
ક્ષમા કરી ચૂક માહારી, વાંચો પ્રણામ વાર હજારરે.થઈછુ. ૮

વાહ !! શી ચાતુરી ધન્ય છે તારી બુદ્ધિને, અને સાહબાશ છે તારી મધૂરી વાંણીને. ઓહો તારા જેવી સુંદર અને અકલવંત સ્ત્રીઓને પરમ કૃપાળુ ઈશ્વરે જન્મ આપ્યો ન હોત તો, હું ખરેખર કહુંછું કે, આવા મારા સુત્ર અને શાહાણાં, મીત્ર ચંદ્રસિંહ જેવા રાજકુમારોની જોડ ક્યાંથી મળત. !

ચંદ્રસિંહ—પ્રીય મીત્ર ! પરમેશ્વરની કેવી અકળ ગતિ છે, મારા ધારવામાં નહોતું કે, આ પ્રમાણે બનશે. પણ પરમેશ્વરે જોઇએ તેવી ઇચ્છા પૂર્ણ થવાનું ચિન્હ બતાવ્યું, તેથી મને ઘણોજ હર્ષ થાય છે. માત્ર અફસોસમાં અફસોસ એટલોજ

થાયછે કે, માહારી વ્હાલી દીપમણી શીવાય એક ઘડીપણ ગા-
ઢવી મુશ્કીલ થઇ પડી છે, તો સ્વયંવર થતાં સુધીના દીવસો
મારાથી શી રીતે ગમન થશે !

સેવક—(પ્રવેશ કરીને) મહારજ રસોઇની તૈયારી છે.

ચંદ્રસિંહ—ચાલો તૈયારી કરો, અમે હમણાં આવીયે છીયે.
(સેવક જાય છે.) (વીરસેનને) મારા વ્હાલા વીરસેન ! આજથી
જમવા સુવાનું મારી સાથે રાખો, કારણ કે, તારાથી જુદું
મારાથી એક પળપણ રહી શકાતું નથી. માટે તેમજ રાખો
અને ચાલો.

(બન્ને જાય છે.)



## પ્રવેશ ૨ જો.

### સ્થળ—કચેરી.

(પ્રધાન, સનાધિપતી, વીગેરે દરબારીયો બેઠા છે, અને મ-
હારાજા સુર્યસિંહ પ્રવેશ કરે છે, એટલે સર્વ ઉભા થઇ માન
આપે છે. અને રાજા સીંહાસન ઉપર બીરાજમાન થાય છે.)

સુર્યસિંહ—પ્રધાનજી !

પ્રધાન—(ઉભા થઇને) મહારાજ !

સુર્યસિંહ—હાલમાં આપણા રાજ્યનીસ્થિતિ કેવી ચાલેછે?

પ્રધાન—રાજાધિરાજ ! પરમેશ્વર આપના ઉપર સંપૂર્ણ
મહેરબાન છે, આપણા રાજ્યની સ્થિતી હાલમાં એટલી તો

ચડતી કળાએ છે કે, કોઇપણ શત્રુ એવો બળવાન નથી કે, આપણાથી વિરૂધ ચાલે. આપનું નામ સાંભળતાંજ થરરર ધ્રુજવા માંડે છે. આખા રાજ્યમાં શાન્તી છે. વધારે શું કહું મહારાજ! જેમ સુકલપક્ષમાં ચંદ્ર તેની કળામાં વૃદ્ધિ પામે છે તેમ સુધારો, સુખ, શાન્તી, અને આબાદી વિગેરેની વૃદ્ધિ થતી જાય છે.

**શીપાઈ**—(પ્રવેશ કરીને) ખુદાવંત સાહેબ! મોહિતપુરીસે એક બમન કાગીજ લેકે આયા હય.

**સુર્યસિંહ**—બહોત અચ્છા ફિરકુ અંદર આને દો.

(શીપાઇ જાય છે અને બ્રાહ્મણ પ્રવેશ કરીને રાજાજીને કાગળ આપે છે.)

**સુર્યસીંહ**—(મનમાં વાંચીને) પ્રધાનજી? આતો મોહીતપુરીના રાજા ભદ્રસેનની કુંવરીનો સ્વયંવર માહાસુદ સાતમને સોમવારને દીવસે થવાનો છે તેનું આમંત્રણ પત્ર છે.

**પ્રધાન**—ઓહો! ઘણી ખુશીની વાત, ત્યારે આપણે અહીંથી ચંદ્રસિંહને થોડાએક લશ્કરસાથે મોકલીએ.

**બ્રાહ્મણ**—(બાજુએ) કહેવત છે કે "શીયાળ તાણે શીમ ભણી, અને કુતરૂં તાણે ગામ ભણી" એ કાંઇ ખોટું છે. જુઓ! રાજાજીને તો આમંત્રણ પત્ર આવ્યું છે, તેના હર્ષમાં આપણનેતો કોઇએ સંભારતાએ નથી. એમ કોઈ જાણે છે કે, આ બ્રાહ્મણ પચીશ ગાઉનો તડાકો કરીને આવે છે, તેથી તેના પેટમાં પણ કડાકો થયો હશે. અને તેને માટે કાંઈ તજ-

વિજ કરીયે. "જમેલો પેટપર હાથ ફેરવે ને ભૂખ્યાનો જીવ જાય. ચાલ હવેતો બેસું. ઉભુ રહ્યું જાય તેમ નથી. હે રાંમ, (બેસે છે.)

**સુર્યસીંહ**—હું પણ એમજ ધારૂંછું, અને ચંદ્રસિંહને ગમત પડે એટલામાટે, તેની સાથે તમારા પૂત્ર વીરસેનને પણ મોકલવો જોઇએ, માટે બન્યેને બોલાવો.

**પ્રધાન**—બહુ સારૂ મહારાજ. (ચોપદારને) તમે જઈ કુમારશ્રીને તથા વીરસેનને બોલાવી લાવો. (ચોપદાર જાયછે) (સુર્યસીંહને) મહારાજ સાહેબ ! આ આમંત્રણ પત્ર લાવનારને શીખ આપી વિદાય કરવો જોઇએ.

**સુર્યસીંહ**—હા, તેને શાલ, પાઘડી તથા સો રૂપૈયા આપવાનું કહો, અને જમવાસારૂ ભોજનશાળામાં મોકલાવો.

**પ્રધાન**—(શીપાઇને) તુમ જાકર ઇસે બનનકુ, શાલ, પઘડી, ઔર સો રૂપીયે રોકડે દીલવાકે, ભોજનશાળામેં લે જાઓ.

**શીપાઈ**—બહોત અચ્છા, ચલો બમન. (બાજુએ) મેરા સાલા અયેસાને અયેસા આતા હયે ને, અછા અછા લડુ ખા જાતા હયે. ઔર અછે કપડે ને નગદ રૂપૈયે લે જાતે હયે.

**બ્રાહ્મણ**—તો સસરીના, ઘી વિનાનો ઘસીયો ફાકતો, તારો બાપ ખાસડાં ફાડતો આવે છે.

**શીપાઈ**—અમે ક્યા હુવે ?

**બ્રાહ્મણ**—કંઈ નઈ ભઈસાબ કંઈ નથી, હુતો કહુંછું કે, જમાદાર સાહેબ તમારી દાઢીયે તેલવાળી વાટ ક્યાંથી ચોંટી ગઇ ?

**શીપાઇ**—નહીં નહી સાલે ! એતો સેવીયાં ખાઇ હપે, સો જ્હાં ચોંટ રહી હોંયગી. ચલ.

**બ્રાહ્મણ**—બઉ સારૂ મીયાં સાબ, ચાલો (ચાલતો ચાલતો) રાંડનાયે ખાધી હશે જારની ઘેંસ, અને દીવાના કોડીયાંમાંથી તેલ લઈ મોંહે ચોપડતાં, તેની વાટ દાઢીમાં પેઠી છે. જો સેવીયાં ખાધી છે !

(બન્યે જાય છે, અને ચંદ્રસિંહ તથા વીરસેન પ્રવેશ કરેછે. અને રાજાને વંદન કરી બેસે છે)

**ચંદ્રસિંહ**—પીતાજી શી આજ્ઞા છે ?

**પ્રધાન**—કુમારશ્રી ! મોહીત પુરીના રાજા ભદ્રસેનની કુંવરી દીપમણીનો સ્વયંવર મંડપ માહાસુદ સાતમને શોમવારને દીને છે, તે ઉપર તમારે ત્યાં જવાનું છે માટે તૈયાર થાઓ.

**સુર્યસીંહ**—વીરસેન ! તારેપણ ચંદ્રસિંહની સાથે જવાનું છે માટે તું પણ તૈયાર થા. (પ્રધાનને) પ્રધાનજી ! તમે તેમને માટે, ખજાના, લશ્કર વિગેરેનો બંદોબસ્ત જોઇએ તેવા કરી આપજો. તેમાં તમને ઝાઝું કહેવું પડે તેમ નથી. તમે જે કરશો તે ડહાપણથીજ કરશો. હવે કચેરીનો વખત પૂરો થયોછે.

**ચોબદાર**—કચે-રી-બ-ર-ખા-સ્ત (પડદો પડેછે.)



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—મોહીતપુરીમાં માળીનું ઘર.**

**માળણ**—આજ ચાર દહાડા થયા મારે માટે લુગડાં લાવ-વાનું કહ્યું છે, પણ મુવો ગનકારતો નથી. કાલે જ્યારે કજી-ઓ મચાવ્યો, અને ખુબ ગાળો ચોપડી ત્યારે આજ લાવવાનું કબુલ કર્યું છે, તેપણ હજુ સુધી લાવ્યો નહીં, તેમ આવ્યોપ-ણ નહી. માટે આજપણ જોયા જેવી કરૂં.

નેપથ્યમાંથી—અલી ઓ અલી ઉઘાડ!

**માળણ**—કોણ છે?

નેપથ્યમાંથી—તારો મોકાંણીયો.!

**માળણ**—મારો રડ્યો આવ્યોતો ખરો. (ઉઘાડે છે અને ગુ-સ્સાથી બેસે છે.)

**માળી**—(પ્રવેશ કરી, માળણની દાઢીએ હાથ દઇને) અલી! ઉઠ ઉઠ ખાવા દે. ઝટકર કાલે દીપમણીબાનો (અટકીને)એલું હું કેવાય. હાં, હા! પેલું હંમર મડમ થવાનું સેને! માટે ફુલ-ના હાર, અને એવું એવું જોહેને, તે હારૂ બધા માળીને કેવા જાવુંસે. પછે મોડી રાતે કોઈ ઉઠહે નઈ, માટે ઉઠ! (દાઢ હલાવીને તથા દાંત ભીસીને) ઉઠને!!

**માળણ**—(હાથ તરછોડીને) જા, જા, રડ્યા. હુંતો કાંઈ ખાવા આપતી નથી. મારે માટે કહ્યું હતું તેતો લાવ્યો નહીં. તે તારા

મનમાં શું જાણુછ (મ્હોં મરડે છે.)

**માળી**—(તેનું મ્હોં પોતા તરફ મરડીને) અરે લુગડાં લુગડાં શું કરસ, હું હો કરતાં મોટો માળી સું. તેથી દીપમણીબાના હંમરમંડમનાં અનામનાં બધાઈ કરતાં, ત્રાંત્રી પેરામણી મને મળશે, અને તેમાં, હાડીયું, ઘા-ઘરા ને, કાપ-ડાં ને, ભારે ભારે ઘરેણા મળશે. તે પેરીને, આંમ તેમ રમઝોલ ઠમાક કરજેની! (લાંબો હાથ કરે છે, ને માળણ તાળી દેછે એટલ) હેં એ!

**માળણ**—(ખુશી થઇ નખરાં કરતી કરતી) એમ કે! ત્યારે-તો ઠીક, લ્યો ચાલો ત્યારે.

**માળી**—અલી! મને એક ગઈ કાલ હોણું આવ્યું. તે કેવાની વાત નહીં.

**માળણ**—એવું તે શું ઓણું આવ્યું કે, કેવાઈ નહીં. ના, પણ મનેતો કહો. પછી ખાવાની વાત.

**માળી**—તઈ કઉકે! કઉસું હો!! જાણે જો, ઓય ઓય ઓય!!

**માળણ**—વળી શું થઈ ગયું?

**માળી**—અરે રાંડ બગાંએ બાચકું ભરી ખાધું, લે-લે-લે, ખંજોળ, ખંજાળ, ખંજોળ!!

**માલણ**—ઝટ કોને, એમ એમ નખરાં શું કરોછો.

**માળી**—ઓય તારા નખરાંમાં ગરમ મસાલો ભુરી દઉઉઉ!! લે તારે કીયુંસું હો? જાણે જો હપનુંતો એવું હતું કે, જાણે

હુતો રાંડ્યો. અને પછી રોવા માંડ્યો, લે ઠીક.

માળણ—અરરરરર !!! આમાં કરે ખોડીયાર તમને, તમારા ઉપરથી હુજ રાંડું.

માળી—નારે ના મારી બાપુડી, તું રાંડીશના, તું રાંડે ત્યારે હું હુ કરૂં. અટલે હું રાંડું તો કાંઈ નહીં.

માળણ—હવે કાંઈ નઈ એતો સોણુંજ હતુંને, થયું. પણ આજતો તમારા માટે બરાબર ખાવાનું કરી રાખ્યું હતું! પણ હવે હું મનાણી એટલે ફરીથી ઝટ ખાવાનું કરી નાંખુ. નીકર આ ખીચડીમાંતો અરધા અરધ મીઠું નાંખીને બેઠીતી. લ્યો ચાલો ઘરમાં (બંને જાય છે.)



## प्रवेश २ जो.

**સ્થળ—ભદ્રસેને આપેલો ચંદ્રસીંહનો ઉતારો.**

વીરશેન—ભાઈ ચંદ્રસિંહ ! આપણે આજે અઘોરી વડ પાસેથી ચાર વાગતે ચાલ્યા હતા, તોપણ ઠીક પહોંચ્યા. તેમ ઉતારો પણ સારો મળ્યો છે. જુઓ, આપણા સઘળાં માણસો વિગરેનો બંદોબસ્ત સારી રીતે થયો છે, કેમ ભાઈ !

ચંદ્રસિંહ—હા, તેમજ છે. કોઈ જાતની હરકત આવે તેમ નથી. પણ આપણે અહીં આવી પહોંચ્યા, તેના ખબર દીપમણીને જલદીથી જણાવવા મારૂં દીલ ચાહે છે. કારણ કે, જેવા વિચારો તેને વિષે મારા મનમાં ઉત્પંન થાય છે. તેમજ

તેને પણ થતા હશે કે નહીં. કેમ વારૂ !

**વીરસેન**—હા, બરાબર છે. તેમ કરવું જોઇએજ. પણ આ વખતે કાગળ લખવાને માટે પુરતો વખત નહીં મળે. માટે ભટજીની સાથે મ્હોંયેથી કેવરાવીએતો કેમ ?

**ચંદ્રસિંહ**—(જરા વિચાર કરીને) તેમજ કરીયે. (લાડુભટને) ભટજી ! તમે જઇને આ ખબર દીપમણીને આપો.

**લાડુભટ**—એતો (છાતી ઠોકીને) ફકડનાંજ કામ !! (જાયછે)



# प्रवेश २ जो.

## સ્થળ—દીપમણીનો ખાનગી મ્હેલ.

**દીપમણી**—(સીતાજીના મહીનાનો રાગ).

મારા પ્રાણ વલભ ચંદ્રસિંહ, હજુ કેમ નાવીયા;
કાગળ લખવામાં પડી કાંઈ ચુક, કે રીસે સપડાવીયા.
પ્યારા જ્યારથી દીઠાછે આપ, હર્યું ચિત્ત માહરૂં;
થયું કઠણ હૃદય અતિ કેમ, અરેરે તાહરૂં.
માટે દરશન દે દીલદાર, દાસીની જાણી દયા;
નહીંતો થશેરે કંઈક ઉત્પાત, વિના તારી મયા.

વ્હાલી સખી યશોમતી ! કેટલાએક રાજકુમારો આવી પહોંચ્યા, પણ મ્હારો વ્હાલો, મારો પ્રાણાધાર, મારા ચિત્તનો ચોરનાર, ચંદ્રસમ શીતળતા અને સિંહની પેઠે શૂર ધરાવનાર એવા જે ચંદ્રસિંહ, તે હજુ સુધી કેમ નહીં આવ્યો. કાંઈ વિ-

ધન આવ્યું કે શું ! પત્રનો જવાબ પણ આવ્યો નથીકે તેના ઉપર હું ધીરજ રાખું. આટલા વખતમાં જો નહીં આવે તો, (નિસાસો મુકીને) હે સખી કાલે હું શું કરીશ. આહા હે પરમેશ્વર તારે મને આપઘાત કરાવવી છે કે શું ! મારાથી હવે ધીરજ પકડાતી નથી.

**યશોમતી**—બેન ! આટલી બધી અધીરી શા માટે થાય છે. એમ અકળાવાથી શું થાય. તે કદી આવ્યા વિના રહેશે નહીં. બે ઘડી મોડા કે વ્હેલા, પણ આવશે ખરા કેમકે, તે દીવસે આપણે ગોખમાં બેઠાં હતાં ને, તે ઘોડાપર સ્વાર થઇને નીકળ્યા હતા, તે વખતે તારી અને તેમની એક નજર થતાં, જેટલી પ્રીતી તેં બતાવી, તે કરતાં તેણે બોગણી બતાવી હતી. વળી તેં કાગળ લખી પૂરો ભેદ દરશાવ્યો છે, તેથી ગમે તેમ થાય તોપણ કદી આવ્યા શીવાય રેહેજ નહીં. માટે બેફીર રહે (કંઈ અવાજ સાંભળીને) દાસી ! બારણું કોણ ખખડાવેછે ?

(દાસી ઉઘાડે છે અને લાડુભટ પ્રવેશ કરેછે)

**દાસી**—ઓહો આતો તે દીવસે આવ્યા હતા તે ભટજી.

**યશોમતી**—ઓહો ભટજી પધારો પધારો અત્યારે ક્યાંથી?

**લાડુભટ**—ક્યાંથી ક્યાંથી શું; ભાગોળમાંથી. ચંદ્રસિંહ પધાર્યા છે, અને તેમણે મને ખબર આપવા મોકલ્યો છે. કાગળ લખતતો ખરા પણ, ઘણા મોડા પહોંચ્યા તેથી લખાયો નહીં. એ ઠીક; હવે વખત ઘણો થયો છે, માટે હું જાઊંછું.

**દીપમણી**—ભટજી ! આવા ખુશીના ખબર લાવ્યા, તેના

બદલામાં (ગળામાંથી હાર કાઢીને) આ લેતા જાઓ (આપેછે.)

**લાડુભટ**—(લઇને) અખંડ સૌભાગ્ય, તમારી મન કામના પૂરી થાઓ. (બાજુએ) આપણનેતો ઠીક ફાવ્યું છે ! આંહીંથી અને ત્યાંથી, બંને ઠેકાણેથી, હંબા હા ! ! (જાય છે.)

**યશોમતી**—લે ઠીક. પરમેશ્વરે સર્વ સારાં વાનાં કીધાં. હવે રાત ઘણી ગઈ છે, માટે આપણે પણ સુઈ જઇએ.

**દીપમણી**—આ રાત ક્યારે પૂરી થાય. અને સ્વયંવરની તૈયારી ક્યારે થાય. અને મારા મનના માનેલાને ક્યારે મળું. એવા વિચારના ઉભરાથી ઊંઘતો આવવાની નથી. પણ લે બે ઘડી આળોટીએ. (સુએછે.) (પડદો પડેછે.)



## प्रवेश ४ थो.

### સ્થળ—રસ્તો.

**નિર્દયસિંહ**—(સીસ્કારો કરતો અને દાંત ભીંસ્તો) પ્રધાનજી! ગઈ કાલે સ્વયંવર મંડપમાં દીપમણીએ, તારાપુરના રાજા સુર્યસિંહના કુમાર ચંદ્રસિંહને વરમાળ આરોપી, તોપણ શું થઈ ગયું ! (વધારે જુસ્સાથી) એ દુષ્ટ શું જાણતો હશે ! ખબર નથી કે જ્યાં સુધી (છાતી ઠોકીને) આ ખોળીયામાં પ્રાણવાસો કરી રહેલો છે, ત્યાં સુધી શું, તે સહી સલામત દીપમણીને લઈ જાય; નહીં નહીં, કદી નહીં. ( તલવાર બતાવીને ) આ સમશેરના ઝપાટામાં કોની મગદુર છે ધડથી મસ્તક જુદું કરૂં

નહીં ત્યાં સુધી મારૂં નામ નિર્દયસિંહ શાનો.

(શહેરખબરો પ્રવેશ કરે છે.)

**શહેરખબરો**—રાજાધિરાજા! આપે મને ચંદ્રસિંહની તજવીજ માટે મોકલ્યો હતો, તે ખબર હું ચોકશીથી લાવ્યો છું. તે આજે મોડા નીકળવાના છે, અને રસ્તામાં અઘોરી વડની નિચે રાત્રી રહેવાના છે.

**નિર્દયસિંહ**—શહાબાશ, શહાબાશ શહેરખબરા. તારૂં નામ શહેરખબરો યોગ્ય રીતે પાડેલું છે. (પ્રધાનને) કેમ પ્રધાનજી! હું ધારૂંછું કે આજ રાત્રે તેની છાવણી ઉપર છાપો મારી, મારા મનનું હર્ણ કરી પોતાની સાથ લઈ જનારી, એક ઝગમગતો તારો; તેને લાવી મારૂં દીલ જે મળવાને તલપી રહ્યુંછે, તેને શાન્ત પાડું. કેમ પ્રધાનજી ! શા વિચારમાં પડ્યા ?

**પ્રધાન**—મહારાજ મને એમ લાગે છે કે, તેમ કરવું મુશ્કીલ થઈ પડશે. કારણ કે, તે રાજ્ય ઘણુંજ જબર છે. અને તેની સાથે મહા પ્રાક્રમી ને જબર જુદ્ધા છે, માટે તેમ નહીં કરતાં આપણે આજ રાત્રે થોડાએક શીપાઇઓ સાથે, ત્યાં જઇને ગુપ્ત રીતે તેનું હર્ણ કરી લાવવું એ ઠીક છે. (સેનાધિપતિને) કેમ સેનાધિપતી ! ડુંઘે મરે તેને વિષ શા માટે આપવું જોઇયે.

**સેનાધિપતી**—મહારાજ પ્રધાનજીનું કહેવું બરાબર છે. માટે એમજ રાખવું વધારે ઠીક છે.

**નિર્દયસિંહ**—ઠીક ત્યારે પ્રધાનજી ! હું, તમે, સેનાધિપતી, વિગેરે થોડાએક ખાત્રીદાર શીપાઇઓ સહીત જઈ તમારા ક-

હેવા પ્રમાણે, હર્ણું કરી લાવીએ. (સેનાધિપતીને) સેનાધિપતી! તમારે થોડાએક ખાત્રીદાર માણસોને અગાઉથીજ મોકલવા બંદોબસ્ત કરવો. અને તે સહુ ત્યાં ઘણી ચુપકી અને ચાલાકીથી રહે એવી સૂચના આપવી. કેમ સમજ્યા કે !

**સેનાધિપતી**—બહુ સારૂં મહારાજ, જેવો આપનો હુકમ.

(જાયછે.)

**નિર્દયસિંહ**—પ્રધાનજી આપણે નીકળવાને હવે થોડોજ વખત બાકી રહેલો છે. અને આંહીંથી એક કોશ દૂર જવું પડશે. માટે તમે પણ જલદી તૈયારી કરો.

**પ્રધાન**—ઘણું સારૂં જે વખતે હુકમ ફરમાવો તે વખતે આપનો તાબેદાર હાજર છે. (જાયછે.)

**નિર્દયસિંહ**—(છાતીએ હાથ દઇને) નિર્દયસિંહ! હવે તારી ઇચ્છા પૂર્ણ થવાનો વખત પાસે આવે છે. થોડી મુદતમાં હવે તારી ઇચ્છીત પ્રીયાને તું મળીશ. (જાયછે.)

—※—

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—જંગલમાં અઘોરી વડ.

**વીરસેન**—ભાઈ ચંદ્રસિંહ! હવે સુર્યનારાયણ પણ મંદ મંદ ગતિએ અસ્ત થવા આવ્યો છે. તથા સર્વ પક્ષિઓ તેના સહ કુટુંબથી કિલોલ કરતાં તેના માળાઓ તરફ જાય છે બગ

બગ સાયંકાળનો વખત થવા આવ્યો છે, માટે આ વડ નિચે રાત્રી ગાળવાનો ઠરાવ કર્યોછે, તે પ્રમાણેજ કરીએ.

**ચંદ્રસિંહ**—હા ભાઈ તેમજ કરવું પડશે; શું કરીએ, આપણુને દીપમણીનાં માબાપે મોડી રજા આપી, નહીંતો અત્યારે ક્યારનાંએ તારાપુર પહોંચ્યાં હોત. અહો ! તે કેવાં માયાળુ. રજા આંપતાં આપતાં કેટલો વખત કાઢી નાંખ્યો. ને જૂદા પડતી વખતે તે કેવાં દીલગીર થતાં હતાં !

**વીરસેન**—જે એક ઘડીપણ નજરથી દુર નહીં રહેલા, તે જૂદાં પડે ત્યારે કેમ ન થાય અલબત, થાયજ. (પ્રધાંનને)આજની રાતનો અહીંયાંજ પડાવ કરવો પડશે. માટે તંબુઓનો બરાબર બંદોબસ્ત કરો. (જાયછે અને થોડીવારે પાછો આવીને)

**પ્રધાન**—મહારાજ ! આપના હુકમ પ્રમાણે સર્વ તૈયારી કરી.

**વીરસેન**—કેમ પ્રીય મીત્ર ! (એક તંબુ તરફ આંગળી કરીને) આ તંબુ ખાસ દીપમણીને માટે રાખવો. અને (બીજા તરફ આંગળી કરીને) આ, આપણે માટે. અને (ત્રીજા તરફ આંગળી કરીને) પેલામાં પ્રધાનજી વીગેરે. (સેનાધીપતીને) ચોકી પહેરાનો બરાબર બંદોબસ્ત રાખવો, અને બે ચાર ખાસ શીપાઈઓ અહીંયાંને માટે મોકલો.

**સેનાધિપતી**—બહુ સારૂં. (ચોકી પહેરાનો બંદોબસ્ત કરીને, અને ચાર શીપાઇઓને બોલાવીને) દેખો તુંમ બડી ખબડદારીસેં હોંયાં ચૌકી પહેરા કરનાં.

(સેનાધીપતી જાય છે.)

**શીપાઈઓ**—બહોત ખુબ સાહબ.

**પહેલા શીપાઈ**—ક્યું ભાઈ ! અપને કસુંબા બસુંબા નીકાલેંગેને !

**બીજો શીપાઈ**—હાં હાં ઉસ્મે ક્યા બડી બાત હે. નીકાલો ખલતેમેંસે અફીમ, ઔર લાઓ પાંની.

**ત્રીજો શી૦**—(ખલતામાંથી અફીણ કાઢીને) લીજીએ એ એ અફીમ. (ચોથાને) ભાઈ તુંમ જરા હીંયાસે પાની લાઓતો.

**ચોથો શી૦**—દેખો બાઈ મેરી આંખોમેં થોરા દીનસેં કુચ્છ અયેસા હોગયા હયેકે, દીનકીતો દીવા જેસી હયે, લેકીન રાતકુ જરા સટર પટર હોતે હયે. (પહેલાને) ભાઈ તુંમ ક્યા કરતેહો!

**પેહેલો૦**—ભાઈ મેરાબી જરા પાંઉ દુખતા હયે, સો મયે લાચાર હું, લેકીન તેરે જેસે બીકન નહીં હું. સુન મીઆં, મયે એક દીન સેનાધિપતીકે સાથ ગાંઉ ગયેથે, વાંહાં એક બખત, આધી રાતકા સુમાર હુવા ઈતમે બાવડામેંસેં પાની લાનેકે બાસ્તે ફરમાયા, તો મયે એક લોટા લેકે બાવડીમેં દાખીલ હુવા. ઈતનેમેં કોઈ સાલા ડરાંઉ ડરાંઉ કરને લગા. અયસે અયસે એક બખત, દુસરે બખત, તીસરે બખત, ફીર અયસેને અયસે બોલનેકો લગા. મયેને કીયા મેં તેરેસે ડરનેવાલા નહીં; સમજે ! તુ મુજે પીછાંનતે હો, મેરા બાવા બડી લડાઈમેં મરગા હયે, તો મયે ઈસ્કા બયેટા હર્ગી સો તેરેસે કયેસે ડરૂં. (જુસ્સાથી) અયેંસે અયસે કહેતે ગયે, ઔર પીછાડી પીછાડી પાંઉ ધરતે ગયે. ઈતનેમેં એક ઠોકર લગીતો પાંઉતો

ટુટા, લેકીન બહાર નીકલ આયા. ઓતો મેં નીકલુ મીઆં! દુસરેકા મગદુર કે અયસી બહાદુરીકા કામ કર સકે? ઉસ દીનસેં અયે મેરા પાંઉ દુખતા હયે.

બધા—(હસ્તા હસ્તા) અરે ઓતો મેડક બેડક હોયગા.

પેહેલો૦—નહી ભાઈ નહી. ઓતો કોઈ જબરજસ્ત બલાયા જીની હોયગા.

બીજો૦—જાને દો મેરે ભાઈ પાનીકા ક્યા જરૂર હયે, અછે અછે ઓર છોટે છોટે ટુકડે કરકે મુંહમે ડાલોને!

બધા—હાં હાં, વોહબી અછા હયે.

(કટકા કરેછે, અને એક બીજાને ખવરાવવામાં તાણખેંચ કરે છે, એટલામાં નિર્દયસિંહ પોતાનાં માણસો સહીત ધીમેથી પ્રવેશ કરે છે.)

નિર્દયસિંહ—પેહેલાં આ શીપાઈઓને એકદમ ઓચીંતા કતલ કરી નાંખો.

(ચારજણા એકદમ ચારેને તલવારથી ઠાર કરેછે, અને બધા તંબુ જોતા જોતા દીપમણીના તંબુમાં જાયછે.)

નિર્દયસિંહ—(દીપમણી તરફ આંગળી કરીને) જરાપણ થડકારો લાગે નહીં, એવી રીતે પલંગ સહીત ઊચકી લો.

(ચારજણા તેમ કરેછે અને સર્વ જાય છે.)

વિરસેન—(જાગૃત થઇને) ઓહો!! (ચંદ્રસિંહને જગાડેછે અને તે જાગ્રત થાય છે એટલે.) ભાઈ! ચારતો બજી ગયા છે, અને તૈયારી કરતાં પણ બે કલાક થશે. માટે ઉઠો, હું

સેનાધીપતીના તંબુમાં જઈ તૈયારી કરાવું. (ચાલવા જાય છે અને મડદાં તરફ નજર પડતાં એકદમ ચોંકીને) અરે આ શો ગજબ !! આ શું ! (પાસે જઈ જુએ છે) અરરરર ! આતો પહેરેગીરોનાં ખુન થયાં જણાય છે. અરે આ ખુંન કરનાર કોણ દુષ્ટ. (મોટા સાદથી) સેનાધીપતી, ઓ સેનાધીપતી, જ- લદી આવો. (સેનાધિપતી આવે છે અને મડદાં જોઈ ગભ- રાઈને) વળી આ શો જુલમ !!!

**ચંદ્રસીંહ**—(તંબુમાંથી બહાર આવીને) શું છે શું ?

**વીરસેન**—જુઓને આ પહેરેગીરોનાં કોઇએ ખુન કર્યા !

**ચંદ્રસિંહ**—(જરા વિચાર કરીને) પણ આ ખુંન શા કારણથી થયાં હશે તે કાંઈ સમજાતુ નથી. ( વધારે બોલવા જાય છે એટલામાં. )

**દાસી**—(ગડબડાટ સાંભળતાં જાગી ઉઠીને) આ શો બૂમ રાણ થઈ રહ્યો છે ! (આસપાસ જોતાં ગભરાઇને) અરે આં- હીથી દીપમણીબા ક્યાં ગયાં ! (સઘળાની પાસે દોડતી આવી- ને) ધાઓ ધાઓ અહીયાં દીપમણીબા છે નહી.

**ચંદ્રસિંહ**—અરે તું શું બોલે છે ! શું દીપમણી નથી !!

(મુરછા ખાઈ પડે છે.)

**વીરસેન**—સેનાધીપતી તમે જલદી લશ્કર લઈ તપાસ કરો કે, અહીથી દીપમણી ક્યાં જાય. !

(સેનાધીપતી લશ્કરને હુકમ કરે છે, અને પોતે તથા લ- શ્કરનાં માણસો દોડાદોડ કરે છે, અને વીરસેન તથા દાસી

ચંદ્રસિંહની આસનાવાસના કરેછે, તે કેટલીકવારે સુદ્ધિમાં આવે છે, અને સેનાધીપતી પ્રવેશ કરછે.)

**સેનાધિપતી**—(નિસાસ નાંખીને) મહારાજ, અહીંથી ફરતા દસ કોશ સુધીમાં તપાસ કરતાં ક્યાંઈ પણ ભાળ મળી નહી.

**ચંદ્રસિંહ**—હાય હાય !! આ શું થવા બેઠું ! ઓ પ્રભૂ મારી વ્હાલી પ્રીયા ક્યાં ગઈ.

**વીરસેન**—ખરેખર; જેણે આ શીપાઈઓનાં ખુન કર્યાં, તેણેજ દીપમણીનું હર્ણ કર્યું. એમાં સંશય નહી.

**ચંદ્રસિંહ**—(જુસ્સામાં આવીને) અરે પણ તે કોઈ મને બતાવો; તોપછી હું તેને જોઈ લઉં.

**વીરસેન**—ઓ ભલા ભગવાંન ! તારી ગતીની કાંઈ ખબર પડતી નથી, જે આવા સદગુણી અને સુજ્ઞ, તેને માથે શું જુલમ ગુજારવા બેઠો.હા!! થોડી મુદતમાં કેટલો ફેરફાર.થોડીવાર અગાઉ કેવી ખુશાલી હતી, અને આ વખતે શું બન્યું ! ! શીવ ! શીવ ! શીવ ! !

**ચંદ્રસિંહ**—ઓ પ્રીયા તું ક્યાં ગઈ. અરે તું જલદી આવી મળ, નહીતો આ પ્રાણ ચાલ્યો જાય છે. તારો વિયોગ મારાથી સહન થઈ શકતો નથી. (ગળગળીત થાયછે)

**વીરસેન**—ભાઈ જરા હીંમત પકડો. આવાં તમારાં દિન વચન સાંભળી, અમારી છાતી ફાટી જાય છે. (નેત્રો આંસુથી ભરાઈ આવે છે.)

**ચંદ્રસિંહ**—હું ધીરજતે શી રીતે ધરૂં, મારાથી ધીરજ રહેતી

નથી. હા !! હવે હું શું કરૂં ! હવે હું ક્યાં જઉં ! મારૂં રાજ ક્યાં જતું રહ્યું, મારી પ્રીયા ક્યાં ખોવાઈ ગઈ ! હવે હું રાજ્યમાં જઈ શું કરૂં. આ મારો જન્મ મિથ્યા ગયો. (બધાંને) તમે સર્વ ઘેર જાઓ; મારે ઘરની જરૂર નથી. જો થોડા દીવસમાં દીપમંણીની ભાળ મળી તો ઠીક છે, નહીતો જંગલોમાં રખડી આ મારા દેહનો ત્યાગ કરીશ.

**સેનાધિપતી**—મહારાજ આપ એ શું બોલો છો ! અમે આ-પના શિવાય શું મ્હો લઇને જઇએ. અને શું જવાબ દઇએ. આપ એમ ના કરો, અને ચાલો. અને મગદુર કોની છે કે આપનો ચોર થઈ ! આ પૃથ્વિની પીઠપર રહી શકે.

**ચંદ્રસિંહ**—તમારે એ વિષે કાંઇ પણ કહેવું નહીં. જેમ હું કહુંછું તેમ કરો.

**વીરસેન**—ભાઈ ત્યારે હું પણ જઇને શું કરૂં ? જ્યાં ચંદ્રસિંહ ત્યાં વીરસેન, જ્યાં તમે ત્યાં હું.

**ચંદ્રસિંહ**—ના ભાઈ ! તું પણ સર્વની સાથેજ જા. મેં જે અસુભ કર્મના સંચા કીધા હશે, તે હુંજ ભોગવીશ. તેમાં તને શા માટે મારી સાથે દુઃખી કરૂં ? નહીં નહીં તું પણ જા. (એમ કહી ચાલતો થાયછે)

**વીરસેન**-એ વાત કદી બનનાર નહીં, હું પણ તમારી સાથેજ.

(એમ કહી તે પણ તેની સાથે જાયછે, અને સઘળાં માણસ ઘણા દીલગીર થાય છે, અને રડેછે.) (પડદો પડેછે.)



# अंक ३ जो.

## प्रवेश १ लो.

સ્થળ—નિર્દયસિંહનો મહેલ.

દીપમણી—(રડતી રડતી.) ઓધવજી સંદેસો કહેજો સામને એ રાગ.)

શુંરે કરૂં હું કહું દુઃખ કોની આગળે,
વિયોગ પડ્યોરે પતી મારાથી આ વારજો;
નિર્દયસિંહ નિર્દયરે આવડો કેમ થઈ,
જાગ્યો ક્યાં જન્મનાં, વેર લેનારજો. શુંરે. ૧
પ્રાણ પતી મુજનેરે છોડી ક્યાં ગયા,
સાસુ સસરો માત પિતા વળી વીરજો;
સહાય કરો આવીરે વેગે તમે માહરી,
નથી ધરાતી કાંઈ મારાથી હવે ધીરજો. શુંરે. ૨
અફળ થયા મનોરથ મારા ધાર્યા સહુ,
રેલ્યો દરીયો દુઃખ તણો મુજ શીરજો;
મેળાવ પ્રભુ પતી મારાથી વેગે કરી,
નહીતો જાશેરે મારો જીવ તજીને શરીરજો. શુંરે. ૩

(મૂર્છા ખાઈ ધરણી પર પડેછે, અને થોડી વારે સુદ્ધિમાં આવેછે એટલે)

ઓ દૈવ! ઓ દયાળુ ઈશ્વર હું તારા ક્યા અપરાધમાં આવી, કે તું મુજ અબળાપર એકા એક આવા અઘોર સંકટના

વરસાદ વરસાવે છે. શું તને દયા નથી આવતી! આ દૂષ્ટ નિર્દય પથ્થરની છાતીનો ધણી, મારા પર એકાએક કેવા જૂલમ ગુજારવા તત્પર થયો છે! હવે મારૂં શિયળ કેમ રહેશે તેની ચિંતામાં મારૂં હૃદય કંપે છે. રડીરડીને આંખો પણ જવા બેઠી. અરેરે! હજુએ કોણ જાણે શુંએ થશે તે કાંઈ • સુઝતું નથી. અરે હુંતો એમજ સમજતી હતી કે, મારા સુખનો સૂર્ય ઉદય થયોછે, અને કેવા વિચારો મારા મનમાં આવતા હતા. પણ તેતો સઘળું નિષ્ફળ થયું, અને તેને બદલે આ દશાને પહોંચી. (નિસાસો મુકતી તથા વધારે રડતી) અરેરે મારા પ્રાણવલ્લભ ક્યાં રહ્યા, અને હું આ કાળના પંજામાં ક્યાં સપડાઈ ગઈ. હે દૈવ હવે તું શું કરવા ધારેછે? (ચમકીને) અરે વળી આ કોણ આવ્યું? (જુએછે તો) વળી એ ચંડાળ આવ્યો, હાય હાય હવે હું શું કરીશ! !!

**નિર્દયસિંહ**—(પ્રવેશ કરીને) કેમ પ્યારી હવે શો વિચાર કરેછે! અને દીલગીર શા માટે થાય છે. તું ખચિત એમ ધારકે, સુખનો અનુભવ લેવાનો સમય તો હવેજ આવ્યો છે. માટે તારા દીલને શાંત કર, અને મારા આતુર મનને તારા મંજૂલ વાક્યથી શાંત પમાડ.

**દીપમણી**—(રીસમાં) બળ્યું તારૂં મન, અને આગ લગાડ તારા સુખમાં. તારો અર્થ સાધવાની આશાએ મારા પતીથી વિછુટી પાડી, તું મને હરી કરી લાવ્યો છું, પણ તે તારા વિચાર ફોકટ છે. આ મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી, મારૂં

શીયળ ખંડિત કરવા કોઈ સમર્થ નથી. તે તું તારા મનને નક્કી જાણજે.

**નિર્દયસિંહ.**—આવા સુખના સાગરમાં આવી છતાં દુઃખ શા માટે માને છે, અને તારા પતીની આશા પણ શા માટે રાખે છે? તેતો કોણ જાણે ક્યાંય રખડી રખડીને કુટાઈ ગયો હશે! તું મનેજ પતો જાણ એટલે તારા મનની મુરાદ પુરી પડશે. વળી મારી ચાર રાણીઓમાં તું શ્રેષ્ટ પટરાણી, અને હું પણ તારો દાસ, તું જેમ કરવા માગે તેમ કરવા હાજર છું. માટે વિચાર કર અને સમજ. તુંતો મારાજ કર્મમાં લખેલી પણ, વિધાત્રી લખતાં બે આંકડા ચુકી ગઈ, તેને લીધે આટલો જરા ફેરફાર થયો. તોપણ શું થઈ ગયું? અંતે ઘીનિ ઠાઉ ઘી પડ્યું, એટલે જે થયું તે સારા માટે. અફસોસ છોડી, ખા, પી, પહેર, ઓઢ. અને આવ્ય મારી સાથે કિલ્લોલ કર. આપણું જોડું બરાબર મળી રહ્યું.

**દીપમણી**—આટલી બધી લવરી કરવાને તુંને પરમેશ્વરે હાથથી છોડી દીધો કે શું? દુષ્ટ તું મને સતાવે છે તે, માંખણની આશાએ પાણી વલોવે તેટલુંજ. હું સતી એવું નામ ધરાવું છું, અને મારા પતી શીવાય, બીજા સર્વ, નહાના તે બંધૂ, અને મહોટા તે પીતા બરાબર છે. તું નક્કી સમજ કે, સત્યની બેલી સર્વજ્ઞ ઈશ્વર છે. તો તારા જેવા શ્વાનના ભસવાથી શું થનાર છે.

**નિર્દયસિંહ**—(ગુસ્સાથી) આટલું આટલું સમજાવતાં મસ્તુ

તારા સમજવામાં આવતું નથી કેમ ? તો બોલ કે હવે મારા કહ્યા પ્રમાણે વર્તવું છે કે નહી ? કહુંછું કે સમજ, નહીતો પછી તારો ઈશ્વર અને તારો પતી તારી કેવી સહાય કરેછે તે જોઇશ. મારૂં નામ નિર્દયસિંહ યાદ રાખ, અને તારા વિચાર જલ્દીથી જણાવી દે.

દીપમણી—(રડતી તથા કંપતી મનમાં) હાય હાય હવે શો ઉપાય ! આ પાપી ચંડાળ શું બોલે છે ! હે દયાળુ દેવ આ મારી લાજ તારા હાથમાં છે. તારા શીવાય આ વખત મારૂં કોઈ પણ છે નહીં. (ચાસન) પૂર્વમાં ઉગતો સુર્ય કદી પશ્ચિમમાં ઉગે ! અથવા આ પ્રથ્વિ ઉથલપાથલ થઈ જાય ! તેમજ અચળ મેરૂ ડોલવા લાગે, તો પણ શું થયું ! પણ આ મારૂં અખંડિત શિયળ ગમે તેમ થાય તોપણ ખંડિત થનાર નથી. માટે પરમેશ્વરનો ડર રાખ, અને મીથ્યા વાત જવા દે.

નિર્દયસિંહ—(ઘણા ક્રોધમાં) જાણ્યો તારો પરમેશ્વર, અને જાણ્યું તારૂં શીયળ. સોરંગી ખંડાય તેમ રંગ દે. લે બોલાવ હવે તારા પરમેશ્વરને. (જુસ્સાથી પાસે આવે છે. અને દીપમણીનો હાથ ઝાલી જબર ઝોટો મારે છે. તેથી ભોંયપર પડી બેશુદ્ધ થઈ જાય છે. એટલે તેના માથાના વાળ ઝાલી ઘસડે છે. ઘસડતો ઘસડતો બારણા આગળ આવીને) શીપાઇઓ !

શીપાઇઓ—(પ્રવેશ કરીને) ક્યા હવે ખુદાવિંદ !

નિર્દયસિંહ—અય રંડીકું મૂસ્કે બાંધકે, કાળાગ્રેહેકી અંદર

કયેદ કરો. (શીપાઇઓ તેમ કરી લઈ જાય છે એટલે) આટલું કર્યું, અને આટલું બીજું થયું એટલે બસ. પાંસરી નેતર. (જાયછે.)



## प्रवेश २ जो.

### સ્થળ—જંગલ.

(ચંદ્રસિંહ તથા વીરસેન પ્રવેશ કરે છે.)

**ચંદ્રસિંહ**—(સૈયાકે ચિત્રબીન પ્રીતમ પ્યારે—એ રાગ)

લેખ આ કેવા લખીયા વિધાત્રી, લખતાં નહી લજવાણીરે. ટેક.
ક્યાં રાજ કયાં હું પણ આવ્યો, કયાં ગઈ વ્હાલી રાણીરે;
હતો સુખમાં નિશદીન હુંતે, કર્મે ખીંચો તાણીરે.—લેખ૦ ૧
દૈવ શું કીધું દુઃખજ દીધું, દયા ન દીલમાં આણીરે;
બૂરે હવાલે ફરૂં હું જંગલમાં, તારી ગતી નવ જાણીરે. લેખ૦ ૨

(ગોરી ચલી સાસરે ફીરબી કબુ આના—એ રાગ.)

**વીરસેન**—કર નહીં કાંઈ કલ્પાંત, બન્યું બનનારૂં;
કરે ઇશ ભોગવવું સર્વ, સારૂ નઠારૂં.

**ચંદ્રસિંહ**—શી દશા અરેરે થઈ, નથી રેહેવાતું;
તેમાં પ્રીયા વિયોગનું સાલ, નથી સહેવાતું.

**વીરસેન**—કર ચિન્તા કેરો ત્યાગ, ધીરજ ધર મનમાં;
ચિંતાથી અતિષય ઘટે, શકળ નૂર તનમાં.

**ચંદ્રસિંહ**—થયો સુખ સર્વથી ભ્રષ્ટ, બન્યું આ કેવું;
કઈ પેર મળે મુજ પ્રીયા, સુઝે નહીં તેવું.

**વીરસેન**—હશે ભાઈ જે બન્યું તે ખરૂં. ગમે તેટલા શોક કરીએ તોપણ શું થાય! માટે હિંમત રાખ. વળી કહેવત છે કે, "મનુષ્યયત્ન ને ઈશ્વર કૃપા" તેમાં પણ પહેલું મનુષ્ય યત્ન છે. માટે ઈશ્વર ઉપર આશા રાખી શોધ કરવો. માણસપર દુઃખ પડે છે, પણ તે હિંમતથી સહન કરવું. પરમેશ્વરના ધારેલા વિચારમાં કોઇથી ફેરફાર થતો નથી. પત્તો મળ્યા શીવાય શું ઉપાય! વળી કહે છે કે "હિંમતે મરદાં તો મદદે ખુદા" તે કહેવતપર વિચાર કરો.

**ચંદ્રસિંહ**—ભાઈ તું જે કહે છે તે ખરૂં કહે છે, પણ આ રીત બાત જોતાં (રડતો) મારાં ગાત્ર થરથર કંપવા લાગે છે. અને જેમ જુવારના લોથામાં આગીયો પેદા થાયછે ને, તમામ કણને બાળી રાખ કરે છે, તેમજ મારી વ્હાલી પ્રીયાના વિયોગરૂપ આતસથી, મારૂં તન બળી રાખ થઈ જાય છે. તથા ઘૌંના છોડમાં ગેરૂ આવતાં જેમ નબળા પડી જાય છે, તેમ આ આફતથી હું હિંમત્ત હારી બળ હીણ થઈ ગયો છું. આ શ્યા પાપના દળ ઉબળી આવ્યા છે, તેની કાંઈ ખબર પડતી નથી. પણ તે પાપ કરતાં પાછું વાળી જોયું હશે, કે તેથી આ દુઃખમાં તું ભાગ લેવા સિંહની પેઠે શૂરવીર થયો છું. આ દુનીયા ખારા સમુદ્ર જેવી થઈ પડી છે, તેમાં ફક્ત મીઠી વીરડી રૂપે તુંજ છે, અને માત, પીતા, બંધૂ, સ્ત્રી, વીગેરે સઘળા સગાં વ્હાલાં, તથા ઘરબાર છોડી મારેજ માટે આ જંગલનું વિકટ દુઃખ સહન કરવા આવ્યો. ભાઈ હું આ તારા કરેલા

ઉપકારનો બદલો શી રીતે વાળીશ.

**વીરસેન**—ભાઈ, મારાથીતો કંઈ બની શકતું નથી પણ, મીત્રથી સગું દુનીયાંમાં કોઈ છે નહીં. અને મીત્રનો ધર્મ એવો છે કે, મીત્રના સુખે સુખી થવું. અને દુઃખમાં પણ ભાગ લેવોજ. વળી, આફતની વખતે પોતાનો જાંન જાયતો કુરબાંન કરવો. પણ મીત્રના હકમાં લાભ ઇચ્છવો, એજ મીત્રનું કામ છે. વાસ્તે તેને માટે કંઈ લાવવું નહીં.

**ચંદ્રસિંહ**—તારા જેવા મીત્ર દુનીયાંમાં જવલેજ હશે. ધન્ય છે. ધન્ય છે તારી લાયકીને !!

## ॥ શ્લોક. ॥

મૂળે ભૂજંગૈઃશીખરે વિહંગૈઃ શાખા કંપેન્દ્રૈઃ પૂષ્પાનું ભ્રંગૈઃ
એવં ચતૂર ભય પડ પીડીતોપી નમૂન્ચતે શીતળ ચંદનૂઃત્વમૂઃ॥

જેના મૂળને વિષે ઘણા સર્પ વિટાઈ ભચરડા મારી રહ્યા છે. તથા ટોચ પર પક્ષિઓ ચાંચો મારતાં, અને ચરકતાં, બેસે છે. તથા ડાળીઓ પર વાંદરાઓ તોફાન કરતા બેસે છે, ઠેકડા મારે છે, અને કુમળા ભાગને ચૂટી પણ કાઢે છે. તથા ફૂલોનો રસ ખેંચી લેવા ઘણા ભમરા ગુંજાર શબ્દ કરતા તત્પર થયેલાજ હોય છે. એવી ચાર જાતની મોટી પીડાઓ ચંદનના ઝાડને પડે છે, તોપણ તે પોતાનો શિતળ સ્વભાવ છાંડતું નથી. તેમ તું પણ મારી સાથે આ કષ્ટી વનમાં, આટલો આટલો દુઃખી થાય છે તોપણ, તારી ધૈર્યતા, અને શૂરવીર પણામાં

જરા પણ ખાંમી પડતી નથી. આવા મીત્રની બલહારી છે.

**વીરસેન**—હવે એ વાત જવાદો. આજ આપણે ઘણા દહાડા થયા રખડતા રઝળતા, ભૂખ્યા તરસ્યા, તથા થાક્યા પાક્યા આંહીં આવ્યા છઇએ. મધ્ય નિશા પણ થઈ છે. માટે ભાઈ સમતા કરીને જરા આડે પડએ થાઓ તો કાંઈ પણ થાક ઉતરશે.

**ચંદ્રસિંહ**—પ્રીય મીત્ર મારેતો કાંઈ સુવું નથી. પણ તુંને મારા કરતાં વધારે થાક લાગ્યો હશે માટે તું સુઈ જા.

**વીરસેન**—ભાઈ જરા સુઈ લો અને હું બેઠો છું. (ચંદ્રસિંહ વીરસેનના ઘુંટણપર મસ્તક રાખીને સુઈ જતાં થોડી વારે ઊંધી જાય છે એટલે) આહા !! ત્રીલોકી નાથની કેવી ગહન ગતી છે. એક પલમાં તરણાનો મેરૂ કરે, અને મેરૂનું તરણ કરે; તારી ગતીનો કોઇથી પાર લેવાતો નથી. આ શાણપણાથી ભરપૂર ચંદ્રસિંહ! જે પૂષ્પની સેજાએ પોઢતો, અને હજારો દાસ દાસીઓ જેને ખમા ખમા કરતાં, તથા દુઃખ કેવું હોય! તે સ્વપ્નામાં પણ જાણતો નહીં હતો. તે પોતેજ આ ભયંકર દુઃખદ જંગલને વિષે કાંકરાવાળી જગ્યાએ સુતેલો છે. અને કદીપણ જમીનપર પગલું નહીં દીધેલું, તેને કોમળ શરીરે ચાલી ચાલી પગમાં છાલાં પડી ગયાં છે. ને કાંટાવાળી ઝાડીમાં આથડતાં, ઉઝરડા પડીને તે ઉપર રૂધીરના ખરેટા બાઝી રહ્યા છે. તથા ઝુરી ઝુરી શરીરને સોસવી નાંખ્યું છે. આહા હે પ્રભુ તું દયાળુ થઈ, આવાં કોમળ માણસપર આવાં

દુઃખ નાંખતો એકદમ દયા રહીતજ થઈ બેઠો !! (એક ભયંકર અવાજ સાંભળતાં ચમકીને) આહા શો બીહામણો નાદ થયો ! આ અવાજ તે શાંનો થયો હશે ! અરે એતો પેલો સિંહ દોડતો આવે છે તેણેજ કર્યો. પણ હું નહીં ઉઠું તો તે હમણાંજ અહીં આવી પહોંચશે, તો વળી કંઈ પણ ઈજા કરશે. માટે ચાલ તે દુષ્ટનો આગળથીજ પરાજય કરૂં.

હથીયારથી સાવધ થઈ હાથમાં ઉઘાડી તલવાર લઈ તેના સાંમો દોડતો જાય છે, અને તે દુર ગયા પછી થોડીવારે, ચંદ્રસિંહ જાગ્રત થાય છે. અને વીરસેનને નહીં દેખતાં ગભરાઈ જઈને )

ચંદ્રસિંહ—હું હમણાજ વીરસેનના ઘુંટણપર માંથુ રાખી સુતો હતો અને, જરા ઊંઘ આવી એટલામાં તે ક્યાં ગયો ! (આમ તેમ જોતાં નહીં દેખતાં ) મારાં કમ નશીબે તેને પણ દુર કીધો કે શું ! અરે પણ હું જોઉતો ખરો કે, તે ક્યાં ગયો.

(આમ તેમ જોતાં ઉલટે રસ્તે ચાલ્યો જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—નિદયસિંહનો સયન ગ્રહ.

( નિર્દયસિંહની ચાર રાણીઓ બેઠી છે.)

સુગુણા – (સંભાલો તેગ અદા કો જરા સુનોતો સઈ–એરાગ)

કહું કંથ આપણાની વાતડી અનીતી કારી;

બળીને રાખ થઈ છાતડી રહે ન વારી.--કહું ટેક.
કામથી અંધ થયો કુંથડો આ કે'વું કોને;
કુમતીએ લાવીઓ છે હર્ણ કરી એક નારી.—કહું. ૧
પ્રીત તે દીનથી નથી આપણી ઉપર જરા;
જોઈ કપુધી એની દુઃખથી ગઈછું હારી.—કહું. ૨
કરીને કેદ સતી નાંખી કાબાગ્રેહે અંદર;
ખોટું નહીં છે ખરૂં ખબર લાવી દાસી મારી.—કહું. ૩

**મનોરમા**—બેન એ વાતનીતો અમને તમે કહોછો ત્યારેજ ખબર પડે છે, અમારા મનનેતો એમજ હતું કે, કોઈ રાજ-કાજના પ્રસંગથી, તેનો જીવ ઠેકાણે નથી. પણ આ ભેદની બીલકુલ ખબર નહોતી.

**દયામય**—ત્યારે તેને માટે આપણે સારી રીતે ગોઠવણ કરવી જોઇએ. વળી તેને આપણે વિષે કાંઈ વ્હેમ પણ નહીં આ-વવો જોઇએ. કેમકે તેનો દૃષ્ટ સ્વભાવતો તમે સર્વ જાણોછો.

**ગુણાવળી**—એ પણ ખરૂં છે. વળી આપણું દુઃખ અળ-શાવીએ એટલુંજ નહીં, પણ તે સ્ત્રીને પણ દુઃખથી મુક્ત ક-રીએ, એમ થાય ત્યારે ઠીક.

**સુગુણા**—ત્યારે મારા મનને જે ઉપાય સુઝેછે તે સાંભળો. આપણે તે સ્ત્રીને ત્યાંથી નસાડી દઇએ. અને તેનાપર ચોકી સારૂ જે શીપાઇને રાખ્યો હોય, તેને પણ જોઇતું ધન આ-પીને રવાને કરી દઇએ, તો પછી કોઈ જાતની હરકત આવે નહીં. કેમ તે વિચાર કેવો છે !

**મનોરમા**—વાહ! એ વિચાર ઘણો સારો અને ખુબી ભરેલો છે. કેમકે, તે શીપાઈ પણ જતો રહે એટલે, એ વાતની લંબાણ ન થતાં પાધરોજ બંધ વળી જાય.

**દયામય**—ઠીર ત્યારે ચાલો આપણે તે કામ ઉકેલી દઈએ

(બધી જાય છે.)

—꧁꧂—

## પ્રવેશ ૪ થો.

**સ્થળ—જંગલ.**

(વરસેન એકલો.)

**વીરસેન**—(ચંદ્રસિંહને નહીં દેખતાં ગભરાઈને) વળી આ શું! સિંહને મારી પાછો આવુંછું એટલામાં ચંદ્રસિંહ ક્યાં ગયો. (મોટેથી) ચંદ્રસિંહ ઓ ચંદ્રસિંહ (જવાબ નહી મળવાથી) અરે તું ક્યાં છે? અને કેમ જવાબ આપતો નથી? હુ ગભરાઇ જઉછું, માટે જ્યાં હો ત્યાંથી જવાબ દે. (તોપણ જવાબ નહીં મલવાથી) અમે તેમ થાઓ પણ આટલામાં ચંદ્રસિંહ છે નહીં. અરે પણ તે ક્યાં ગયો! શું કોઈ ઘાતકી જનાવરતો નહી આવ્યું હોય! (આસપાસ જોઇને) નાના એમ પણ લાગતું નથી. (જરા વિચાર કરીને) હું સિંહને મારવા ગયો તેની ખબર તેને નહી હોવાથી તેના મનને એમતો નહી આવ્યું હોય કે, વીરસેન જતો રહ્યો. નાના તેમ પણ નહી. કેમકે એ ભલા મિત્રના મનમાં એમ આવેજ નહી. કોણ જાણે! કદાચ એવા-

જ વિચાર કર્યો હોય કે, આવા દુઃખથી કંટાળી જઈ, વીરસેન મને સુતો મેલી ચાલ્યો ગયો. એમ તેના મનમાં આવ્યું હોય ને ચાલ્યો ગયો હોય તો કેવી ખરાબી ! હે દેવ મારે શું કરવું મને કોઈ જાતની ખાત્રી થતી નથી. વળી તે એકલો, પોતાની સ્ત્રી જવાથી બેબાંન સરખોતો થઈ ગયો છેજ. અને હવેતો એકા એક થયો એટલે, તેની શી ગતી થશે! અરે તે કદી એકલોતો રહ્યોજ નથી. અને વળી આવા સંકટની વખતે તેનાથી એકલું કેમ રહેવાશે! એક દુઃખમાં બીજુ ને બીજામાં ત્રીજુ, એમ દુઃખમાંતો વધારો થતો જાય છે. હે પ્રભુ આ મારાથીતો ચંદ્રસિંહનો વિયોગ સહેવાય તેમ નથી. માટે જલદીથી પાછો મેળવ. આમને આમ સુર્ય પણ ઉદય થવા આવ્યો. માટે ચાલ ઉતાવળો શોધ કરૂં. (જાયછે.)



# प्रवेश ५ मो.

## સ્થળ—કાળા ગ્રહ.

દીપમણી—(આહા ખીલી છ શી ચંદા—એ રાગ)

અરે ઓ દેવ તુ સામું જો, પુત્રી તારીનું દુઃખડુ ખો. અરેઓ.
મેળવ નહીં કેમ પીયુ મારા, અપરાધ સ્યામાં આવી તારા. અરે.
રીબીને કેમ લીએ તું પ્રાણ, પડે નહીં દુઃખ મારાની જાણ. અરે.
થઇ બેલીને કરતું વાર, અવરનો છે નહીં આધાર.— અરે.
પડીછું દુખી કેરે હાથ, સહાય કરને ત્રીભુવન નાથ.— અરે.

(ચાર રાણીઓ તથા બુઢો શીપાઈ પ્રવેશ કરે છે.)

**બુઢો શીપાઈ**—જુઓ બાઈ સાહેબ, આ તમે કહોછો તે આ. કોઇને પણ અહીં સુધી આવવા દેવાને માટે રાજાજીની સખ્ત મના છે. પણ આપ સાહેબ પધાર્યા તેથી લાચાર છું.

**સુગુણા**—(દીપમણીને) બાઈ તમે કોણ છો અને, આમ શાથી બન્યું છે. અને આટલાં બધાં શોકાતુર શાથી છો તે તમારી બીના અમને સંભળાવો.

**દીમણી**—બાઈ તમે કોઈ ભલા માણસ દેખાઓ છો. માટે હું મારા દુઃખની વાત તમને કહેવા ખુશી છું પણ, આપ કોણ છો અને શા કારણને લીધે આપનું અહી પધારવું થયું છે, તે જરા કૃપા કરીને કહેશો?

**મનોરમા**—એ પણ વાજબી છે. કેમકે જ્યાં સુધી અમારા આવવાનો ભેદ તમે નથી જાણ્યો, ત્યાં સુધી તમારાથી પુરેપુરા ખુલાસાબંધ વાત નહી થાય. માટે સાંભળો; અમે આ ચારે નિર્દયસિંહની રાણીઓ છઈએ. અને તમારી આવી હાલત સાંભળી, અમે અહી આવ્યાં છઇએ. માટે ધીરજ રાખીને જેવી હોય તેવી વાત કહો.

**દીપમણી**—જુઓ બાઈઓ હું મોહીત પુરીના રાજા ભદ્રસેનની પુત્રી છું. અને હમણાં જે સ્વયંવર થયો હતો તે મારોજ. તેમાં તારાપુરના રાજા સુર્યસિંહના પુત્ર ચંદ્રસિંહને (હૃદય ભરાઈ આવેછે તેથી રડતી) મેં ઘણા ઉલ્લાસથી વરમાળ આરોપી. ત્યાર પછી મારા પતી સહીત તારાપુર જતાં રસ્તામાંથી મારા

વ્હાલા સ્વામીથી મને (આટલું બોલતાં તેની છાતી ઘણીજ ભરાઈ આવે છે, એટલે બોલાતું નથી.)

**દયામય**—(તેની પાસે જઈ રૂમાલવતી આંસુ લુછતી) અરે બેન આમ એકદમ કલ્પાંત શા માટે કરોછો ! જરા હિંમત લાવો. સર્વ વ્યાપક જક્તનો પાલણ સર્વ સારૂં કરશે માટે બે ફીકર થઈ વાત કરો.

**દીમણી**—(ધુસકા ભરતી) મારા પતીથી વિખુટી પાડી, તમારા નિર્લજ સ્વામીએ રાત્રીને વિષે હર્ણ કરી મને અંહીયાં લાવી, આ દુઃખદ સમૂદ્રમાં ડુબાવી છે અને, અપાર સંકટનો વરસાદ વરસાવે છે. અરે બાઈ હું જેવા સુખમાં હતી તેવા દુઃખમાં આ તમારા પાપી પતીએ સપડાવી છે. (જરા રડતી બંધ પડીને) પણ જો આ વાત મારા પતીના જાણવામાં આવી હોતતો, એ ચંડાળના રાઈ રાઈ જેવા ભાગ કરી ક્યારનોએ જમપુરીએ પહોંચાડી દીધો હોત! પણ આ મારા કડણ ભાગ્યને લીધે કંઈ થયું નહીં. શાણી બહેનો! તમારા પતીએ આવી જડ મતી કરી, મને સર્વ મનોરથથી ભ્રષ્ટ કરીને, મારા પ્રાણાધાર, તથા સગાં વ્હાલાંથી, વિયોગીની કરી, આવો જુલમ કર્યો છે; તેના સંતાપથી, આવાં કઠણ વચનો મારાથી નીકળી જાય છે. માટે તમે ક્ષમા કરજો.

**ગુણાવળી**—કંઈ નહીં બાઈ! તેમાં શું દુઃખ લાગે, તમે કહોછો તેમજ હશે! અમે એના સર્વ રીતભાત જાણીએ છીએ પણ તેનાથી ઉલટુ ચાલી શું કરીએ.

**મનોરમા**—(દયામયને બાજુ પર તેડી જઇને) જોયુ કે! તે દહાડે મોટો આડંબર કરી, ડાકડમાળ સહીત ટાપક ટીપક કરીને સ્વયંવરમાં ગયા હતા, પણત્યાં ધડો થયોનહીએટલેઆમ કર્યું.

**દીપમણી**—બાઇઓ આવી વિપત્તીને વિષે હું નીરાધાર છું. તેછતાં પણ આ જે જે દુઃખો પડે છે તે એક ઇશ્વર જાણતો ભલો છે.

**સુગુણા**—ત્યારે તમને આંહીથી નસાડી મુક્યા શીવાય બીજો ઉપાય નથી; માટે જો એમ ખુશી હોતો છાંના માંના નીકળી જાઓ. કેમ?

**દીપમણી**—(જરા વિચાર કરીને) હા બાઇ એમ પણ ખુશીછું.

**બુ૦ શી૦**—(રાણીઓને) બાઈ સાહેબ આપ તેને નસાડી મુકી મને શું ગરન મારવા ધારોછો? એમ કદી પણ ન થાય, રાજાજીને જાણોછો? મારી નાનલી અલી અને, છોકરાં દેશમાંજ રખડી મરે, અને મારાતો અહીંયાંજ બાર વગાડી દે.

**મનોરમા**—અલ્યા બુઢા તારો દેશ કયાં આગળ આવ્યો તે કહે.

**બુ૦ શી૦**—અરે સરકાર તમેતો શું પણ કોઈ મારા દેશને જાણતું નથી. તેતો અહીંયાંથી ઘણોજ દૂર છે, અને તે એવો તો રસાળ છે કે, તેમાં માત્ર અંન, પાણી, અને આબરૂ એ ત્રણ વાનાનીજ ખોટ છે, બાકીતો આનંદના ગરનાળાં ચલી જાય છે!! (ચારે રાણીયો ખડખડ હસે છે.)

**દયામય**—એ ત્રણ વાનાની ખોટ છે ત્યારે બાકી શું રહ્યું

**ગુણાવળી**—એતો ઠીક પણ, તુંનેતો એંશી વરસ થયાં છે,

અને તું કહે છે કે, મારેતો નાનલી બાયડી છે તે કેમ વારૂ!

બુઢો૦—તે હાસ્તો! ધરાહાર નાનલી છે!! વરહતો ત્રણ વીહુંને હાત થયા છે, અને એક આખો અને એક પોણો, એટલા હાથતો ઊંચી છે. કો બોલો! (ચારે ધણુંજ હસે છે.)

સુગુણા—હવેતો ટુંકું કરવું જોઇએ. (ત્રણેને) એક એક ઘરેણું બુઢાને આપીએ એટલે તેપણ તેની બાઇડી છોકરાં ભેળો થાય,

મનોરમા—લ્યો ત્યારે જલદી કરો. (ચારે એક એક ઘરેણું બુઢાને આપે છે.)

બુઢા૦—આપ સાહેબનું કહેવું કર્યા વિના છુટકો નહીં નીકર!!! (મનમાં) હવે આપણેતો કોઇના બાપની યા ચાકરીના દાદાની પણ પરવા રહી નથી. વળી મારો દેશ પણ કોઈ જાણતું નથી એટલે ફકડનું કોઈ નામ પણ લે તેમ નથી. માટે ચાલ હવે જલદીથી, બાવ; પણ પુછે તેમ નથી. (ચાસન) લ્યો ત્યારે હવે સલામ છે. (જાયછે.)

દીપમણી—બાઇઓ મારા પર મોટી રેહેમ લાવી, તો હું તમારી આભારી છું. બાઈ મારાથી કંઈ અપરાધ થયો હોય તે માફ માગુંછું. (એમ કહી તેને નમન કરવા જાયછે એટલે)

સુગુણા—(તેને વારીને) કંઈ નહીં બાઈ અમારાથી જે થયું તે કર્યું તેને માટે કંઈ નહીં પણ હવે જલદીથી ચાલો અમારી સાથે, મારી બાંનગી દાસી છે તેને તમારી સાથે મોકલવી પડશે. કેમકે કોટમાં એક ગુપ્ત બારી છે તેમાંથી તમને રસ્તો દેખાડશે.

(બધાં જાયછે.)



# પ્રવેશ ૬ ઠ્ઠો.

**સ્થળ—જંગલ.**

( ચંદ્રસિંહ એકલો. )

**ચંદ્રસિંહ**—(પ્રવેશ કરતો)-કહો મીત્ર મારા શું કરવું. એ રાગ.)
જંગલ જંગલ રખડી કાયો, ક્યાંઈ વીરસેન નજરે ન આવ્યો.
છોડી જવું ઘટે નહીં તુંજને, તુજ વિણ રસ્તો સુજે નહીં મુજને.
તુંતો ગુણ તણોરે ભંડાર, કેમ છોડી ચાલ્યો આ વાર.
તુંતો શૂરવીર સહુથી કહાવ્યો, કેમ કાયર થઈ મુજને રડાવ્યો.
મારી વ્હાલીનું હર્ણરે થયું. તેતો દુઃખ જાયે નહીં સહ્યું.
તેમાં તારો પણ થયોરે વિયોગ, મારા શીરે મળ્યા આ ભોગ.
મારૂ નસીબ હવેતો ફુટયું, મારૂં રત્ન હાથેથીરે છુટયું.
વિન રહ્યું ન જાય વીરસેન, તુંજ વિણ પડે નહીં ચેન.
કેમ કરૂં હવે ક્યાં જાઊં, કેમ મીત્ર પ્રીયા ભેગો થાઊં.
ઓ ઇશ્વરે દીન દયાળ, ઘટે કરવા નહીં આ હાલ.

(ગમ ખાઈ નીચો બેસે છે.)

આહા ! ! હે જક્તેશ્વરે તું દયાળું થઈ આ મારેજ માટે એકદમ નમેરી થઈ પશુ પક્ષી કરતાં પણ, નબળી દશામાં દાખલ કર્યો. આ કેવો જુલમ ! ! (રડતો) હવે જો અમને આમ દુ!ખજ આપ્યા કરવું હોયતો, આ મારા આયુષ્યની દોરી જલદીથી તોડી નાંખ. એટલે આ દુઃખથી મુક્ત થાઊં. આ અપાર દુઃખ મારાથી સહન થઈ શકતું નથી. ક્યાં ગઈ પ્રીયા,

ક્યાં ગયો વીરસેન ? અને ક્યાં રહ્યો હું ? આવું જોતાં (જુસ્સાથી) આ પૃથ્વિ રસાતાળ કેમ થઈ જતી નથી ? આકાશના તા૦ રાઓ ચકચકીત થઈ શું જોઈ રહ્યાછો ? ખરી કેમ પડતા નથી ! અરે પાહાડો શું દ્રઢ આસન કરી રહ્યાછો ! ખડેડી પડો. ઝ્હેતાં ઝરણ બંધ થાઓ. પ્રકાશનો વિનાશ થઈ અંધકાર થાઓ. ઝાડ પાલો ઢળી પડો. (એટલું બોલતાં બે બાંન થઈ ભોંય પર પડે છે, અને થોડી વારે સુદ્ધીમાં આવીને) આટલા વખતમાં આ શું થઈ ગયું ! થોડીવાર આગળ હું કંઈ બકતો હતો. વળી પાછો નીચે પડેલોછું અને શરીરનું બાન પણ રહેતું નથી, તેમ ઉઠી પણ શકાતું નથી. શું મારો જીવ ટાળો તો નથી થઈ ગયો ? નાના એમતો નથી લાગતું. પણ ઘણા દહાડાની ક્ષુદ્ધા, તૃષા, તથા આ મોટા વિયોગનાં કષ્ટ. ત્યારે આ શરીરનો કંઈ વાંક નથી. અને આવી રીતે ઝાઝી મુદત હકે એમ પણ લાગતું નથી. અને શોધ પણ થઈ શકે તેમ નથી. માટે આ કરતાંતો, મૃત્યુ બેહેતર છે. તોપણ ચાલ આ નજદીક ગામ દેખાય છે, ત્યાં જઉ. નહીંતર આ જગોએ કોઈ પણ મારી સહાય કરે તેમ છે નહીં. (જાયછે.)



## પ્રવેશ ૭ મો.

સ્થળ—જંગલ.

(દીપમણી એકલી)

**દીપમણી**—(હમકુ છાંડ ચલે બન માધુ.—એ રાગ.)
દુઃખમાંને દુઃખમાં ડુબી ગઈ હું તો, સુખનો રસ્તો કોઇ ન જડેરે.
દુ૦ ટેક.
એક દુઃખથી છુટી હું ત્યાંથી,(પણ)કર્મ આવીને કેડ પડેરે;
આઘોર જંગલમાં જોયું નથી જંતુ,મોતનીચોટોઆવીચડેરે. દુ૦૧
સેલડીની પેરે ખુબ પિલાણી, વિયોગ ચોચોડો ચડચડેરે;
વારે કરપતી વેગે તું મારી, દાસી તારી તરફડેરે.— દુ૦૨
(ખુશ રહો સનમ જો મેરા બીધાતા બેલી.—એ રાગ.)
આ વિકટ જંગલની માંહ્ય, રહ્યું કેમ જાએ;
પડે અતિ ભયંકર નાદ, ખાવાને ધાએ. .. ૧
સિંહ ચિત્તા દેછે ફાળ. જબર જસ્તીથી;
વાંનર કકડાવે દાંત, અતિ મસ્તીથી. ૨
વરૂ વાઘ તણો દેખાવ, ઘણો વિકાળ;
વળી મળીને ટોળે લાળી, કરે શીયાળ. ૩
આદી બીજાં પર ભક્ષ, પાડે છે ઘાંટા;
રાફામાં ઝેરી સાપ, કરે સુસવાટા. ૪
માતંગ અતિ વિક્રાળ, ફરે મદ માતા;
અજગરો પડ્યા અપાર, રહ્યા છક છાતા. ૫
ગેંડા પણ ગડ ગડ દોટ, દીયે બહુ જોરે;
હરણાદિ મારે ઘેક, રહી એક કોરે. ૬
સબળાં ઉભાંછે રોઝ, સેમર પણ તેવાં;
પલકમાં કાઢે પ્રાણ રીંછ છે એવાં. ૭

કોઈ ધુરકે પાડે ચીસ, કોઈ દે ત્રાડ;
છીંકોટા સાંભળી અરે, ખડેડે પહાડ. ૮
વૃક્ષો કાંટાળાં રહ્યાં, પાર અપારા;
અથડાતાં અંગે છુટે રૂધીરની ધારા. ૯

(એવામાં વીજળી થાયછે, તથા વરસાદ ડાકડમાળ સહિતગાજેછે)

ચમ ચમ ચમ ચમકે વીજ, સરરર સટ થાતી
વાદળીઓ વરસે અરે, પાણીથી માતી. ૧૦
થયો ઘોર ઘન અંધકાર, કાંઇ નવ સુજે;
લાગેછે ભયંકર અતિ, ગાત્ર સહુ ધુજે. ૧૧
ગડ ગડડ ગડડ ગડેડાટ, મેઘ ગાજે છે;
કડેડાટ કડાકા તણો, મીંજું ભાંજે છે. ૧૨
ધબ ધબ ધબકારા થાય, કાળજા માંહે;
કર ક્ષમા હવેતો ઈશ, કેર આ થાયે. ૧૩
આવે સુસવાટા પવન, તણા આ સરસર;
હડ હડ હડ છાતી બળે, કંપે કર થરથર. ૧૪
ચક્ષુથી આંસુ પડે, મોતિ જેમ ખરખર;
ચડેડાટ લાગી છે આગ, અંગ મારાપર. ૧૫
સરજી ખમવાને કષ્ટ, એવાંને એવાં;
શું લખ્યા વિધાતા લેખ, હાય આ કેવા. ૧૬

(રડતી) અરે પાપી પ્રાણ આવી દશા આવી છતાં પણ, તું આ તનમાં શું ચોંટી રહ્યો છું? જલદીથી ત્યાગી દે કે, છુટકો થાય માણસને આવાં કષ્ટ ભોગવવાં પડે છે તેનો મને હવેજ

પુરેપુરો અનુભવ થયો. (ઊંચા હાથ કરીને) ઓ ઈશ્વર તારા રાજ્યમાં ન્યાય છે કે, છેજ નહીં? (ગભરાઈને લલાટપર હાથ મુકીને વિચાર કરે છે અને થોડી વારે) હવે કંઈક તોફાન નરમ પડ્યું ખરૂં. પણ હજુ રસ્તો દેખાતો નથી, ત્યારે કેમ કરી આગળ ચાલવા માંડુ? (આગળ ચાલવા માંડે છે ને કાંઈ જોઈ પાછી હઠતી ચમકીને) હાય હાય! વળી આ રાક્ષસ જેવા બે કોણ ચાલ્યા આવે છે? એ તે કોઇ વટેમારગુ હશે કે કોણ હશે? જે હશે ત હશે. પણ મારે તેની નજરે થવું ન જોઈએ. (એમ કહી સંતાવા જાયછે ત્યાં બે લુંટારા પ્રવેશ કરેછે.)

પેહેલો લુંટારો—અરે પેલી રોંડ કુણસે? લાગેહતો ગબડ જો, જો.

બીજો૦—પણ તે ડોચણ બાચણતો નહીં હોય ને?

પેહેલો૦—અરે હોય તોપણ ઓપણે સ્યાં બી ઝઇએ તેવાહ, હેંડ હેડ તેની પાંહે

(બન્ને તેની પાસે જાયછે.)

બીજો૦—અરે કુણસે તું!

દીપમણી—(થર થર ધ્રુજતી) ભાઇઓ હું દુઃખથી મરેલી માણસ છું.

પેહેલો૦—હું સેં તારી પાંહે?

દીપમણી—બાઈ મારી પાસેતો કંઈ પણ નથી.

**બીજો૦**—કોઈ નથી તો કાંય નઈ, હેંડ અમારા હાથે.

**દીપમણી**—ભાઈઓ મને સાથે લઈ જઈને તમારે શું કામ છે? હું કાંઈપણ તમારા અપરાધમાં આવી નથી.

**પહેલો૦**—હું કરહું, હું કરહું હું! હમારા હરદારને આપહું ને અનામ લેહું. હેને તારા જેવી અહતરી સે નઈ.

**દીપમણી**—અરે ભલા ભાઈઓં, મારાપર કૃપા કરીને મને છોડી દો. તમારો આભાર માનીશ.

**બીજો૦**—લેઓંમ હેંડ ઓંમ હેંડ; પહેં લારી કરજે.

(એક તેનો હાથ ને બીજો ગરદન પકડી લઈ જાય છે)



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—ધાંધલપુરનો દરવાજો.**

(ચાર શીપાઈઓ બેઠા છે)

**હુંડીખુચકારખાં**—આજ શેરખાં, બખત હો ગયા દરબાજા બંધ કરદો.

**શેરખાં**—હાં હાં હુંડીખુચકારખાં, મેરા દિલમેભી અયેસાહી ઈરાદા હુવાથા કે, દરબાજે બંધ કરકે અબ રોઝા ખોલનેકી બાત કરે. (જઈને દરવાજો બંધ કરી આવે છે.)

**પેપડીઆં**—ક્યું મીઆં જુતીઆં ! ક્યા બીચારમેં બયઠે હો!

**જુતીઆં**—ક્યા કહું મેં પેપડીઆં ? રમજાન મહીનેકા બીસ દિનતો ચલા ગયા લેકિન કુછ રમત ગમત, અયેસ આરામતો કીયાબી નહીં. અબતો દસ દિન રહા હયે, ઉસ્મેબી દિનકો ભુખે મરનાં, ઔર રાતકો અયેસેને અયેસે બયેઠ રહેનાં,એતો કુછ અછા નહિ.

**હુંડીભુ૦**—અબે ભાઈ મયે તુંમકો ક્યા કહું. અબ મેરેસેતો કુછ હોનેકા નહીં. ક્યોં કે, દો મહીનેમે પગારકા રૂપેયે આયા બીશ, ઈતનેમે ખટલેકી ભગ ગઈ ઈસ. એક . રૂપેયેકા ઉસ્મે ખરચ લગા. ઔર રહે ઉગની, (તલવાર બતાવીને) અયે તલવારકે બાસ્તે લી જોગની. ટકા ઉસ્મે ખરચા. બાકી રહે અઢાર, ધાવેકા નીકાલા કઢાર, એક ઉસ્મે દીયા. ફીર રહે સતર, એક સીખા મંતર. એક ઉસ્મે બયેઠા. ટકા રહે સોલ, કપડેકે બાસ્તે હુવા ધમરોલ. એક દીયા ઉસ્મે ! ઔર રહે પનર, એક સીખા કુનર, ટકા રહે ચૌદ, એક ખાધા રૌદ, એક ઉસ્મે હારા. ટકા રહા તેર, હોકેકે બારતે લીયા મેર. ટકા રહા બાર, મીલા દો તીન યાર, એક મીજમાનીમે ખરચા. રાહા અગીયાર. ઘોડેકે બાસ્તે લીયા મગીયાર, ટકા રહા દસ, ઈતનેમે નીકલી ખસ, તો એક દવાઈમે દીયા ! રહા નવ, આનેકે બાસ્તે લીયા જવ, ટકા ઉસ્કુ દીયા. રૂપેયા રહે આઠ, ઔરત જાતીતી નાઠ. સો મનાકે એક રૂપેયેકી ચીજે લાઈ. અબ રહા સાત. ઘોડેને મારી લાત, ટકા મલમ પટીમે બયેઠા. બાકી

રહા છો. બાંધતે સાખા મોહ. ફીર રહા પાંચ, લેવરાઈ પગડી બાંચ. અબ રહે ચાર, ગલીયુંમે ખાયા માર. તો એક રૂપૈયેકે ખાયા ઘી ગુડ. બાકી રહા તીન, કપડેકે બાસ્તે લીયા જીન. તો રહા દો, એક રમડાઈ ધો. અબ કેતને રહે!

**શેરખાં**—એક.

**હુંડીખુ૦**—ધોડેકે બાસ્તે લી મેખ. દેખો મેરે ભાઈ અબતો મેરે પાસ ફુટી કોડીબી નહિ હે.

**શેરખાં**—મેરા પગારબી સાલા યુંને યું સટરપટરમે ચલા ગયા. નહીંતો જો મેરે પાસ હોવેને તો બડી ધાંમ ધુંમસે શોખ મજે ઉડાવે, હમારાતો અયેસાઇ કામ હયે, લેકીન પાસ નહી હયે તો નંગા નાય ક્યા ઔર નીચોબે ક્યા. !

**પેપડીખાં**—જબ હુવે મેરે ભાઇ. મેરે ઘરમેબી કચ્ચે બચ્ચે બહોત હયે, ઉસ લીયે બડી મુશ્કીલીસેં ઘરકા ખરચ પુરા હોતા હયે. તો ઉસમે શોખ મજે કયેસેં હોવે ?

**જુતીખાં**—વાહ! જબતો સબ સરખે હુવે મેરેબી અયેસા હયેકે, એક બનીયેકી દુકાનસેં આગ્રુ ઉપાડ કરતેં હયે, ઓબી સાલા કબજ કરકે પગારતો પરબારા લે જાતા હયે. ને રંડીબી અયેસી મીલી હયે કે, કુછ બાત કરનેકી નહી. જબને તબ એ લાદ, ઓ લાદ. ઔર ઘરમે જાતે જબ તીન જુતી લગાયા બીના બાત કરતી નહી. ઉસ લીયેતો મેરા નાંઊ જુતીખાં પડા હયે. તો મયે અંયે શોખકી બાત કરૂં કે, ઓ શોખકી બાત

કરૂં. (કંઇ અવાજ સાંભળીને) સુન સુન બહારસે ક્યા અવાજ આતે હયે.

નેપથ્યમાંથી—અરે ભાઇ જરા ઉઘાડો તો. હું ઘણોજ દુઃખી માણસ બહાર પિડા પામું છું.

હંડીબુ૦—અબે કોન સાલા ઇસબખ્ત ગડબડાટ કરતે હયે (બારી ઉઘાડીને) દરવાજે બંધ હુવા હયે. અબ નઇ ખોલતા.

નેપથ્યમાંથી—અરે ભાઇ તમે ગુસ્સે નહી થાઓ. અને જરા બારીમાંથી આવવા દો તો, રાતની રાત પડ્યો રહી સંવારમાંતો ચાલ્યો જઇશ.

હંડીબુ૦—(પાછો આવીને) કોઈ દીસતા હયેતો અમીર આદમી, ગલેમે નીલમકા હાર, ઓર અછે અછે ધરેને પહેને હયે.

શેરખાં—આને દો કુછ હરકત નહીં, બાજુપર પડા રહેગા. (હંડીબુચકારખાં બારી ઉઘાડેછે અને ચંદ્રસિંહ પ્રવેશ કરેછે.)

ચંદ્રસિંહ—(બાજુપર બેશીને) તુંમને મેરેપર ,બહોત મહેરબાનગી કી, નહીંતો મયે બહાર બહોત હેરાંન હોતા. ભલા અયે ગાંઉકા ક્યા નાઉં હયે?

બેપડીખાં—અયે ગાંઉકો ધાંધલપુર કરકે કહેતે હયે,

ચંદ્રસિંહ—ભલા ઇસ બખત કુછ ખાનેકા મીલેગા?

બેપડીખાં—પેસા હોવે તો બહોત મીલેગા, કુછ રાત ઝીયાદા નહિ ગઇ હયે.

ચંદ્રસિંહ—જબ મેરેકો ખાનેકા લા દોગે?

હુંડીખુ૦—કુછ તેરે બાવેકા નોકર હયે કે, લા દેયગા. (જુસ્સાથી) ચલ ગડબડ છોડ, ઔર ઈહાં રહેના હોય તો, છાના માના પડા રહે.

ચંદ્રસિંહ—(મનમાં) શરીરપર પુરૂં કપડું પણ છે નહીં, અને મગજમાંતો અઢીશેર આંબલી ભરી છે. પણ આ વખત મારાથી ભુખે રહી શકાય તેમ નથી (આંગળીમાંથી વીંટી કાઢીને) અછા જાબ લો ઈસ્કુ ચાહિસો કરકે, મેરેકો ખાનેકા લાદો.

હુંડીખુ૦—અરે હંમ લા દેવે ઉસ્મે ક્યા બડી બાત હયે!

શેરખાં—નહીં નહીં તુંમ કહાં જાયગે. (વીંટી લઈને) હંમ બયેઠે હયે સો ક્યા કરતે!

જુલીખાં—(બાજુપર જઇ શેરખાંને) ઉસ્મે સબકા ભાગ હયે હો!

શેરખાં—અછા અછા. (જાય છે.)

હુંડીખુ૦—હજરત આપ કૌન હો, કહાંસે આતે હો, ઔર કહાં જાતે હો?

ચંદ્રસિંહ—મયે મુસાફર હું, જંગલમે ફીરતે ફીરતે હીયા આયા. ઔરબી જંગલમેં ચલેગે.

(સેરખાં ખાવાનું લઇ આવેછે અને ચંદ્રસિંહને આપીને)

શેરખાં—જનાબ અપે મીઠાઈ લાનેમે બહોત મુસ્કીલી હુંઈ ક્યું કે, સબ દુકાન બંધ હોગઈ થીતો સારા શેહેરમે ફીર ફીરકે પાઉ તુટ ગયા. લેકીન ખુદાને અછા કીયાકે, એક સુખડીયા દુકાન બંધ કરકે ઘરકો ચલાજાતાથા ઉસ્કો પીછા લાયા, ઔર

દુકાન ખુલવા કે લી. ફીર એક સપાટેમેં દોડતા આયા.

**ચંદ્રસિંહ**—વાહ સાહાબાશ હયે તુમકો. અબ એક પાનીકા લોટા ચાહીએ જબ બસ.

**શેરખાં**—બહોત અછા સરકાર, અબને અબ બાવડીમેં જાકે લાડું.

(જાયછે અને પાણીનો લોટો લાવીને ચંદ્રસિંહ આગળ મેલેછે)

**ચંદ્રસિંહ**—અરે રંગ હયેરે લહેરી તુમકો, કે ઈસ બખ્ત અપેસા કામ બજાયા ભલા મયે પુછતા હું કે, તુમારા સબકા નાંઊંતો સુનાઓ.

**હુંડીબુ૦**—હોવે સુનો ખુશીસે, મયે કહેતા હું. (આંગળી બતાવતો) દેખો સાહબ, મેરા નાંઉ હુંડીબુચકારખાં, ઔર ઈસ્કા શેરખાં. અયે પેપડીખાં ઔર અયે જુતીખાં. દેખો સરકાર! હમને બડા બડા અમીરકી નોકરી કી હયે. કુછ જયેસે તેસે નહીં હયે.

**ચંદ્રસિંહ**—સચ હયે! ક્યુંકે, જો અપેસા નહીં હોવે તો, અપેસી બહાદુરી કહાંસે હોવે (મનમાં) જેવા પોતે બેઢંગા છે, તેમ નાંમ પાડનાવાળી તેની ફુઈ પણ તેવીજ મળી છે. જોતાં પણ લુચાઇનાં પૂતળાં છે, આ ગામનુંજ નામ ધાંધલપુર છે, તેમાં ધાંધલ ચાલે એમાં શી નવાઈ! પેહેલાં કેવા તીછકાર કરતા હતા, અને જ્યારે વીંટી મળી ત્યારે કેવા શીંઘનું પાણી થઈ ગયા! હશે જેવા હોય તેવા ભલે હોય, મારે શું કામ છે! પણ આ વખતે મને તારાપુર ઘણુંજ યાદ આવેછે. આહા!!

તેની અંદર હું કેવા સુખચેનમાં હતો! અને હાલ કેવી રીતે ભટકુંછું. (સજળનેત્રે) અરે રસીલી દીપમણી તે જગ્યા સુધી પણ આપણે સાથે ન પહોંચ્યાં! અને અંતરીયાળાજ છીનભીન થઈ ગયાં. હા! તારાપર કદી શંકટ પડતાં હશે તોપણ મારાથી તારી સહાય થઈ શકે તેમ નથી. ત્યારે તો હું ઠીંકર કરતાં પણ બેજ થયોને! અરેરે સુખ તો કેવળ સ્વપ્નની માફકજ થઈ ગયું. અને જેમ ભવ બદલી ગયો હોય તેમ લાગેછે. ઓહો પરમેશ્વર તેં માત્ર શીંગડાંજ નહીં ઉગાડ્યાં એટલું બાકી રાખ્યું છે. ઠીક! જેમ તારા ધ્યાનમાં આવ્યું તે ખરૂં. (એમ કહી બાજુપર સુઈ જાયછે અને થોડીવારે)

હુંડીચુંચ૦-(કેરબો)સાડેતીન પેસે સેર મછલીનાં બેચુંગા–એરાગ)

સુનોભાઈ મેરી બાત, દીલમે હુવા જો ઇરાદા. (બેવાર)

દીલમેં હુવા જો ઇરાદા, દીલમે હુવા જો ઇરાદા. સુનો–ટેક;

હયે નહી કોઈ પાંચવાતો, કરતા દીલકી બાત;

જર ઝીયાદા હયે પાસ ઇતકી, કરદો જીંદગી પાત. સુનો. ૧

શેરખાં—ઓતો કીયા સચ જબ તો, ખુલે નશીબકા તાલા;

દોલતજાદા બનકે તબતો, ફીરેં અછે મતવાલા;

હુંડી૦—સુનો બાઈ મેરી બાત, દીલમે હુવા જો ઇરાદા. ૨

ખેપડીખાં—અછા નહીં અબ ડેર કરના, ખેંચો નંગી શમશેર;

જુતીખાં—માર ધરેના ખેંચ લેનાં, ઓતો અછી પેર;

હુંડીચુ૦—સુનો બાઈ મેરી બાત, દીલમે હુવા જો ઇરાદા. ૩

કયું એ બીચાર સબકો અછા લગતા હયેને?

શેરખાં—હાંહાં ઉસ્મે કુછ હરકત નહીં. લો ક્યા દેખતા હો? લેલો સમશેર કે ઝપાટેમે. (ચારે જણ ઉઘાડી તળવારો ઍ-ચી, ચંદ્રસિંહના ઉપર ઘા કરે છે. અને તે બેઠો થવા જાય છે ત્યાં તો ઘણા ભારી ઘા પડવાથી પાછો પડી જાય છે. અને તેનું શરીર તડફડીયાં મારતું થોડીવારે બંધ પડી જાય છે, અને રૂધીરનો ધારાઓ છૂટે છે. અને તેનાં પહેરેલાં ઘરેણાં ચારે જણા કાઢી લે છે.)

પેપડીખાં—બસ હુવા, અબ કુછ રહા નહીં. હયે. લેકીન મરભી ગયા. અબ ઉસ્કી ગઠડી બાંધ કે ચલો ફૂંક આવે.

(ગાંઠડી બાંધી લઈ જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### સ્થળ જંગલની તળેટીમાં લબાડજીની છાપરી.

(લબાડજી, તથા લપોડજી બેઠાછે, અને એક શીપાઈ ઉભોછે)

લબાડજી—કેમ દોસ લપોડજી? કાલનો સટો કેવો! મારો રોફ એવાને એવોજ સમજવો! કદી પાંચસેં માણસ હોય, અને હું માત્ર દસજ માણસથી જઈ પડકારો કરૂં કે તરતજ પાંચસેંના પણ હદાંમ છુટી જાય! અને જે હોય તે હાજર કરી આપે. અને કદી કોઈ લફાલફી કરે તો, દુનીયાંમાં એ-માંન પણ થોડીજ વાર! એમ સમજવું.

લપોડજી—ભાઈ લબાડજી તમે કહોછો તેમાં કંઈ પણ

શક નહીં. વળી તમારા જેવી બહાદુરી બીજા કોઇથી નીપજાવી નથી. ઝાઝું શું કહું યાર! પણ લબાડજી એવું નામ સાંભળતાંજ ગર્ભિણીનો ગર્ભ પડી જાય, તથા શૂરવીર હોય તેના પણ પેશાબ છુટી જાય! વળી આપણે તાબે એક હજાર લુટારાછે, તે પણ મોટા શૂરવીરને પીર છે. કદી કોઈ રાજાજ છે અને, એક લાખ માણુસથી નીકળી આવ્યો હોય તોપણ તેના બાર વગાડી દે એવા છે.

**લબાડજી**—લપોડજી! જુઓ તો પેલા બે માણસ વળી કોણ સ્ત્રીને પકડી જાય છે?

**લપોડજી**—હા, છે તો એમજ. પણ તે અહીં આવતા હોય એમ લાગેછે! હા હા અહીંજ આવે છે.

(બેઉ લુટારા પકડેલી દીપમણી સાથે પ્રવેશ કરે છે)

**લબાડજી**—(લુટારાને) આ ઘણીજ કાંતિવાંન સ્ત્રીને ક્યાંથી અને કેમ અહીં લાવ્યાં અને શામાટે તેને પકડી છે? મુકી દો અને વાત કરો. કે, શું છે?

**બન્યે લુટારા**— (રાગ વણઝારો)

હમણાં જે થયું તોફાન, તઈ હતી તીયા બેભાંન. ટેક.
હતા હમે ડુંગર મોઝાર, મટ્યું તોફાંન નીકળા બહારજી;
આવતાં આ દીઠી રૂપવાંન, હમણાં જે થયું તોફાંન. ૧
હેની પાંહેં નોતું કાંઈ, ભેટ દેવાને આણી આંહજી:
હેનું દીયા હમને એનામ, હમણાં જે થયું તોફાન. ૨

**લબાડજી**— (અરે દેવ કરકસ્ત બેદાદકા—એ રાગ)

દઉછું શાહાબાશી બેઉને આ વાર;
કે લાવ્યા મુજ માટે, આ સુંદર નાર. ૧

બ૦લું૦—થાયે નહીં હાબાહીમાં રોટલા,
મટે નહીં ભૂખ તણા પોટલા. ૨

લબાડજી—અરે એમ બોલે છે શું અવિચાર,
આપુંછું રૂપૈયા હુ એક હજાર. ૩

(શીપાઇને) શીપાઈ તું આ સ્ત્રીને તેડી જઈ જે માહારો ખાનગી મહેલ છે તેની અંદર કોઈ જાતની હરકત નહીં આવે એવી રીતે રાખી, બંદોબસ્ત કરી, તેના ચોકીને માટે એક શીપાઈ રાખી, પાછો તું અહીંયાંજ હમણાં આવજે. અને આ બે માણસને તે જુરીમાંથી એક હજાર રૂપૈયા આપજે. (લુટારાને) કેમ! તમે ખુશી થયા કે?

લુટારા—હાવે હરકાર, બઉ ખુશી થયા (શીપાઈ. લુટારા તથા દીપમણીને તેડીને જાયછે.)

—❦—

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—એક નદીનો તટ.

(વીરસેન એકલો.)

વીરસેન—(ગર્ઝ એક બયેક હતા પલટ—એ રાગ.)
દયા શું છોડી દેવ દીલ, મેળવે નહીં મીત્રને મારા;
મેહેર કર આ રાંકપર, અપરાધ શામાં આવ્યા તારા. ટેક.

જંગલ ઝાડી આથડ્યો, શહેર ગામડા ઝાઝાં ફર્યો;
સ્થાનકે સ્થાનક રડવડ્યો, સહ્યું દુઃખ પણ પારવારા. દયા. ૧
દે દે બતાવી દીદાર તું, નહીંતો ન જીવી શકીશ હું;
રેહ્યું જાય ન તુજવિણ શું કહું, તુજ વિયોગ ખડગતણી ધારા. દ. ૨

આહા ! ! શી કઠણાઈ !! તોબા તોબા. જ્યાં સુધી ચંદ્રસિંહ નથી મળતો ત્યાં સુધી આ જીંદગી રખડતા પશુ સરખી બર્થ ચાલી જાય છે. આવીને આવી રીતે રખડીને પટકી મુઓ પણ ક્યાંઈ મળ્યો નહીં. હવે મારે શું કરવું ! હવેતો છેક નીરાશ થઈ જાઊં છું. પણ ખેર જેમ આટલું થયું તેમ વધારે. પણ હે જીવ હીમત રાખકે, ક્યાંઈ પરમેશ્વર સામું જુએ છે ?

(એમ કહી ચાલ્યો જાય છે.)



# प्रवेश ४ थो.

## સ્થળ—તારાપુરમાં સુર્યસિંહનો મેહેલ.

(સુર્યસિંહ તથા પ્રધાન.)

### ગજલ ભયરવી.

**સુર્યસિંહ**—(ગમસે મેરે બદનકો હંમ, ઉડકે ચલું જો હોસો હો. એ રાગ.)

જીંદગી મારી બર્થ થઈ, આબરની બીગડી ગઈ.
પંખ વિહુણા પંખીયો, તેવી મુજ કાયા થઈ. ટેક.

પુત્ર ગયો વહુ ગઈ, વીરસેન પણ ચાલ્યો તહી;
ખબર કોઇ મીલી નહી, તેની અવસ્થા શી થઈ. જીંદગી. ૧
રાજ ગમે નહીં કાજ નઈ, સાજ સહુ પણ તે મહીં.
પ્રાણ મારો ચાલ્યો ગયો, ઝોળીયું ખાલી રહ્યું અહી. ૨
પ્ર૦—દીલગીર છોડો રાયજી, એમ કર્યે શું થાયજી;
વીરસેન સાથ વહ્યો એની, તેથી ચિંતા કરવી નહી.
સુર્યસિંહ—જીંદગી મારી બ્યર્થ થઇ, આખરની બીગડી ગઇ. ૩
પ્રધાન—રોઈ રોઈ ચક્ષુ ગઈ, શોકથી નુર ગયું વહી.
થઇએ ઉદાશી આ જોઇને, આપને એમ ઘટે નહી.
સુર્ય૦—જીંદગી મારી બ્યર્થ થઈ, આખરની બીગડી ગઈ. ૪
નિંદ્રા ન આવે રાત દીન, દેખું છબી અખન પખન;
દીન ગયે બહુ ના મીલો, આપ હાથે મરવું અહી. જીં. ૫
(એમ કહી કટાર કાઢી પેટમાં મારવા જાય છે તેને વારીને)
પ્રધાન—શોધવા કારણ મોકલ્યો, તે લાડુભટ કાચો નહી;
ફીરી ફીરીને આવશે, ખચિત્ત તે ખબર લહી.
સુર્ય૦—જીંદગી મારી બ્યર્થ થઈ, આખરની બીગડી ગઈ. ૬
ખાવું પીવું ને પહેરવું, ધીકાર છે એમાં અરે;
પ્રાણથી પ્રીય લાડકો, ક્યાં ગયો સર્વ છાંડી કરી. જીં. ૭

પ્રધાન—માહારાજ! આપ આવીને આવી રીતે દરરોજ કલ્પાંત કરી રડવા લાગોછો, તે કાંઈ ઠીક કરતા નથી. અને તે જોઈ સર્વ વધારે ગભરાઈ જાય છે. માટે ધીરજ પકડો. તેની સાથે વીરસેન પણ છે. એટલે કાંઈ ફીકર કરવી નહીં. કેમકે

તે, બન્યે બહાદુર છે, કોઇના ગંજ્યા જાય તેવા નથી. વળી આપણે આંહીથી લાડુભટને તેની શોધ કરવા મોકલ્યો છે. તે પણ બડો ખબરદાર છે; તેથી ગમે ત્યાંથી પણ શોધ કરીને-જ આવશે. માટે ફીકર છાંડો. આપ સમજુ થઇ આમ કેમ કરો છો.? શાસ્ત્ર તરફ નજર કરો કે, કેવા કેવા મહાત્મા જીવપર સંકટ પડતાં.! ત્યારે આપણેતો શું હીસાબે છઇએ. માટે એક પરમેશ્વરની ભક્તિ ઉપર ધ્યાન રાખો કે, તેથી સર્વ સારાં વાનાં થશે. વળી આપ ઘણા દિવસ થયા બીલકુલ કચેરીમાં પધાર્યાજ નથી. તે થોડી થોડી વખત પણ પધારવું જોઇએજ. કેમકે, એકતો ચંદ્રસિંહના વિયોગથી, સર્વ માણસો અધિરાં થઇ ગયાં છે, વળી આપ ન પધારો એટલેતો, વધારે દીલગીર થઇ ઓછું લાવે છે. અને બધા રાજ્યમાં સુનકારની માફક થઇ ગયું છે. માટે ચાલો પધારો કચેરીમાં.

**સુર્યસિંહ**—શાણા પ્રધાન ! તમારૂં કહેવું સર્વ નીતિ ભરેલું છે. પણ મારો જીવ તે કશામાં લાગતો નથી, અને ઝડ ઝડ બળ્યા કરે છે, માટે મનેતો આંહીજ પડ્યો રહેવા દો. અને તમે કાંમ રોડવો. મને રાજ્યપાટ વીગેરે કશાની એવના રહેતી નથી. આ દુઃખ કરતાં પરમેશ્વર મારૂં મૃત્યુ કરેતો, ઘણું સારૂં. નહીંતરતો આ મારા જીવતરને ધિક્કાર છે.

**પ્રધાન**—આપ જ્યારે આંમ એકદમ હિમત હારી જાઓછો, ત્યારે મારાથી આપને કેટલુંક કહેવાય ! પણ દયાળુ રાજા,

આપ સત્યવાદી, તથા નીતિવાન છો, તો, તે નીતિ તરફ પરમેશ્વર ધ્યાન આપશેજ, અને થોડા દિવસમાં કુમારશ્રી વીગેરેનો મેળાપ કરશે. વળી આપ આંમ જ્યારે રાજ્યની લગામ છોડીજ દો, ત્યારે લુચ્ચા, લફંગા, તથા દુસ્મનો થોડીજ બીક રાખે અને વસ્તીને હેરાન કરવા હિંમત રાખે, માટે આપ જરા હિંમત લાવો અને પધારો. (બન્યે જાય છે.)

— ❦ —

## પ્રવેશ ૯ મો.

### સ્થળ—લબાડજીનો મેહેલ.

(દીપમણી બેઠી છે તથા શીપાઈ પેહેરો ભરેછે.)

**દીપમણી**—અરે ઈશ્વર આ જ્યારે તારા ઘરથીજ જુલમ આવવા માંડ્યો, ત્યારે હવે તે મારે કોની આગળ ફરીઆદી કરવી. હા !! જો મારા વ્હાલા પ્રાણાધારની પાસે હોત તો, કેવી ક્રિડા વિનોદમાં અને સુખ સાહેલીમાં માલતી હોત ! પણ જે કર્યું તે પાપી નિર્દયસિંહેજ કર્યું કે મને દુનીયાંથી ત્યાગ મુકી. વળી તે દુષ્ટના પંજામાંથી છુટી તો, આ ચંડાલના પલ્લામાં પકડાઈ. હવે હું અબળા જાતી, મારો શું ઉપાય ! ધિક્કાર છે આ રૂપને કે જેથી કરીને આવા વિઘ્ન મારે માથે પડ્યા. વળી આયુષ્યની દોર પણ લાંબી થઈ. નહીં તો બધું ઠીક થઈ જાય. ત્યાં તો નિર્દયસિંહના રાણીઓને મહેર આવી

પણ, આંહીં કોને દયા આવશે કે, મને છોડાવશે.! હવે તો પુરે પુરા ભોગ મળ્યા. તેમ નાશી જવાનો પણ કોઈ રસ્તો નથી. આંહી તો પુરેપુરા સખ્ત કેદખાનામાં પુરાઈ. આ શીપાઈ શીવાય અહીંયાં બીજું કોઈ માણસ લાગતું નથી. તે જો કંઈ લાંચ પીચથી સમજે તો, ઠીક થાય પણ મારી પાસે કંઇ નથી ત્યારે હું એને શું લાંચ આપું. હા હા!! ઠીક, આ મારી કોટમાં એક હાર રહી ગયો છે, તે લેતાં છુટકો કરે તો ઠીક. છે તો કિંમતી એટલે ઘણું કરીને તો દાઢ ગળી જાય એમ લાગે છે. લે ત્યારે પુછું. (શીપાઇને) અરે જમાદાર ઓ જમાદાર!

**શીપાઈ**—(આમ તેમ જોતો) મુજકો કીને બુલાયા! કોઈ હયે તો નહી, લેકીન કૌન સાદ કરતા હયે. (દીપમણી તરફ નજર જાતાં, તે હાથથી ઇશારત કરી બોલાવે છે તે જોઇને) વાહ ક્યા ખુબ સુરતી અલ્લાહને બનાઈ હે! સુબાંન અલ્લાહ! અયે મુજકો બુલાતી હયે, જબ તો મેરાભી કીસ્મત ખુલ્લે કે ક્યા? વાહ! જાન વાહ! ક્યા તેરા નુર હયે!

**દીપમણી**—ઓ જમાદાર જરા અહીં આવે તો, એક વાત કહું.

**શીપાઈ**—(મનમાં) અબતો મેરેજપર આશક પડી ઉસ્મે શક નહીં. જરૂર અયેસાજ હુવા કયું કે, બંદા કાબી અજબ નુર હયે, તો ક્યું ન આશક પડે! પડેજ. ચલમયે અબ ઉસ્કી પાસ જાઉં કે ક્યા કહેતી હયે. (દમથી તેની પાસે જાય છે)

**દીપમણી**—જમાદાર તમે પણ દયાળુ અને ભલા માણસ

લાગો છો. તેથી હું એક વાત કહેવા ઇરાદો કરૂંછું?

**શીપાઈ**—હોવે બોલો ખુશીસેં. કુછ અંદેસા નહીં રખના. ચહાય સો પુછો, મયે આપકી પાસ હાજર હું.

**દીપમણી** —(કોટમાંથી હાર કાઢીને) ત્યારે લો આ સોપારીનો કકડો અને, મને અહીંયાંથી નસાડી દો. હું તમારો એ શાંન માનીશ. સમજ્યા ભાઇ? લો, લો, રસ્તો બતાવી દો.

**શીપાઈ**—નહીં નહીં, એ બાત કબી હોનેકી નહીં ક્યું કે, હમારા સરદારકુ માલુમ હોવે તો, હમારા શીર જાવે કોઈ દુસરા હોવે તો બોલો. તો મેરેકુ કુછ ચઇતા નહીં લેકીન, મયે કહું એ બખત, હમારાબી કામ કરીયો.

**દીપમણી**—અરે ભાઈ આ જરા જુઓ તો ખરા, કે, કેવી કિંમતનું છે?

**શીપાઈ**—(હાથમાં લઈ જુએ છે અને મનમાં) વાહ! હયે તો બખાંકી એપ. લેકીન સરદારકો ખબર હોવે તો ક્યા હોવે! અરે ઉસ્કુ અયેસે તયેસે સમજાદુગા. કુછ હરકત નહીં ખુશીસે ચલી જાવે. (દીપમણીને) અબ તુંમારા ક્યા ઇરાદા હયે સો જલદી બોલ દો.

**દીપમણી**—મને આંહીથી નાશી જવાનો બીજ હરકતવાળો રસ્તો બતાવો.

**શીપાઈ**—અચ્છાં અચ્છા. દેખો અયે બારીમેસેં નીકળ જાઓ, ઓર અયે પાંસરે રસ્તે ચલે જાઓ, વાંહાં કોઈ જાતકી ખાસ્તી હયે નહીં, લેકીન, બડા જંગલ આગું આયગા. ચલો દેર

મત કરો કયું કે, લબાડજીકો આનેકા બખ્ત હુવા હયે. (દીપમણી જાયછે એટલે) કામ તો બડા જબરજસ્ત કીયા હયે! ફીર હોવે સો ખરા. અચ્છા, અલાઈ અલા!!

(એમ કહી પહેરો ભરવા મંડી જાય છે, અને થોડીવારે લબાડજી પ્રવેશ કરી આજુબાજુ જોતો)

**લબાડજી**—અબે શીપાઈ! એ ઓરત અબ હીંયાં બેઠીથી વોહ કાંહાં ગઈ?

**શીપાઈ**—હજરત! ઓ અંદર હોયગી, થોરા બખ્ત આગું આપકા ખાનગી શીપાઈ રખ ગયા હયે, તબસે મયતો બરાબર હુશીયારીસેં. પહેરા ભરતા હું.

**લબાડજી**—(બેચાર લાતો મારીને) હરામખોર ત્યારે બોલ કે ક્યાં ગઇ, બોલ જલદી બોલ!

**શીપાઇ**—અયે મેરે મહેરબાન! મયતો ઇસ બખ્ત સેજ બિચાર કીયા કે, અયે આદમી નહીં હોયગી. કયું કે ઇતના રૂપ આદમીમેં હોવે નહી. લેકીન આદમી હોવેતો કુછ બોલતો સહી. તો મેરાઈ દીલમેતો હુવા કે, અયે કોઈ બલા હોયગી! તો મ્યચ અંયેસાજ હુવા સરકાર નહીંતો કહાં જાવે?

**લબાડજી**—(મનમાં) જેમ આ શીપાઈ કહેછે તેમજ હશે! પણ પેહેલેથીતો મને કાંઈ ખબર પડી નહીં! ત્યારે ખેર, બીચારાં આ શીપાઇને નાહક માર દીધો. હશે જે થયું તે થયું. (શીપાઇને) તુમતો કુછ બદઇમાંન નહીં હુવે કે?

શીપાઈ- નહીં નહીં જનાબ ! હમકો અયેસા આદમી સ-મજતે હો. અયેસી નાદાનીકા કામ હમ કોઈ દીન કરતે નહીં હે, લેકીન ખાવીંદ આપ મેરેપર નાહક ગુસ્સે હો કે, મેરેકો માર દીયા. મયે ગરીબ આદમી હું તો; ફીર કયેસે અચ્છા હો-ઉંગા. (રડેછે.)

લંબાડજી—જો હુવા સો હુવા. અબ છોડદે રોના, મયે તુજકો સુવાવડી ઓરતકી માફક કટલું ખીલાઉંગા બસ ! ખુશી હોજા. (મનમાં) કેવી અજાયબ વાત બનીછેને !

(પડદો પડેછે)



# प्रवेश ६ ट्ठो.

## સ્થળ એક રસ્તો.

(લાડુભટ એકલો.)

લાડુભટ—આટલી વયમાં જેટલા લાડુ ખાધા હશે ! તેનો તો રસ કસ આ ખેપમાં ખેંચાઈ ગયો, તો પણ ચંદ્રસિંહ કે, વીરસેન, કે દીપમણી એ કોઈનો પત્તો મળ્યો નહીં. બધાં વી-ખણ ને ચુથણ થઈ ગયાં. સુર્યસિંહને પ્રધાન આદિ સઘળું રાજ્ય, તારાપુરમાં અકડોળ, દીપમણી બાઈ કોણજાણે ક્યાંઈ હરાઈ ગયાં ! તેની પછવાડે ચંદ્રસિંહને વીરસેન પણ ખંસડાઈ ગયા ! અમે અધુરામાં પુરૂં આ હું પણ મારી ભટાણીને એ-

કર્લાને એકલી મુકી, આવી રીતે રખડતાંને રખડતાં, સાડીત્રણ જોડ પગરખાંના ચામડાં તો ફાટી ગયાં ! પણ, મારૂં ચામડું પણ ઘોના જેવું થઈ ગયું ! (શરીર જોતો) હાય હાય હાય ! આ બધું બગડી ગયું !! રાંડ વિધાત્રીએ આ બધાના લેખ બગાડ્યા. પણ જો કદી મારા હાથમાં આવીગઈ તોતો, રાંડ·પાપીણી, દુરાચારણી, કુંખીણીનો ચોટલેજ ઝાલી ખુબ ઘસડી ઘસડીને, જેમ મારા લાકુ અલેખે કાઢ્યા; તેમજ તેની આખી જીંદગી અલેખે કાઢે એમ કરીને તથા, નાક કાન કાપી લઇને એકીબેકી રમું !! ઇઠીક ! ત્યારે તો આના શોધ ભેળો એનો શોધ પણ કરૂં. ચાલ જીવડા હવે થોડોજ દેશ બાકી જોવા રહી ગયોછે. તેમાં શોધ કરી, મારી બહાદુરી બહાર પાડું. અને કષ્ટમાં હોય તોપણ મટાડું. નહીં તો, મારૂં નામ પાડનારી મારી ફુઇને લાંછન લાગે ને. (જાય છે.)



## प्रवेश ७ मो.

**સ્થળ—ધાંધલપુરમાં દયાળજી વાણીકનું ઘર.**

(દયાળજી ખુરશીપર બેઠો છે. અને ચંદ્રસિંહ પલંગપર આડે પડખે પડેલો છે.)

**દયાળજી**—કેમ ભાઈ હવે તારી તબીયતને કેમ લાગે છે?

**ચંદ્રસિંહ**—સાહેબ! હવે મને સારી રીતે આરામ લાગેછે. જખમ પુરાઈતો ગયાછે, માત્ર રૂઝાવાજ બાકી છે. પણ હું

આંહીં કેવી રીતે આવ્યો તે જાણવા સારૂં દીલ ચાહે છે તે જરા કૃપા કરીને કહોને ?

દયાળજી —ભાઈ સાંભળ. જો કે, આજથી વીશમા દીવસપર સવારમાં વ્હેલો દીશાએ ગયો હતો, ત્યાં એક ખાડામાં તમે ગાંઠડી બાંધી કોઈ નાંખી ગયું હશે, તે મારી દ્રષ્ટીએ પડતાંજ પાસે જઈને જોયું તો, અંદરથી લોહી ચુતું હતું. વળી વધારે તપાસ કરી જોયું તો, જીવ હતો એટલે, જલદીથી આંહીં ઉપાડી આવ્યો. અને ઓસડ વેસડ કરવા લાગ્યો. તથા કંઈ નરમ રાબડી જેવી ખાવું કરી અને તારા મ્હોમાં ટોવા લાગ્યો. એમ કરતાં તુંને ખરેખરી શુદ્ધ પણ આ ત્રણ દીવસમાં આવીછે તેની અગાવ બીલકુલ ભાંન હતું નહીં. ભલા હવે તને પુછું કે, તું કોણ છે અને આંમ શાથી બનેલું તે કહે ?

ચંદ્રસિંહ—હું તારાપુરના રાજા સુર્યસિંહનો પુત્ર છું, અને મારા સ્ત્રીનું હર્ણ થવાથી હું અને મારો મીત્ર તેની પાછળ નીકળી પડ્યા. રસ્તામાં મારો મીત્ર પણ મારાથી જૂદો પડી ગયો. અને હું રખડતો રખડતો રાત્રીના ભાગમાં ધાંધલપુર ગયો, અને દરવાજે જઈ શીપાઈઓને કાલાવાલા કરી અંદર ગયો. અને જરા આડે પડખે થતાં નિંદ્રા પણ આવી. એવામાં, તે શીપાઈઓએ મારાપર ભલકારો ચલાવી, [illegible] છાતીથી ઘરેણું કાઢી લીધું. તે પછીની મને બીલકુલ ખબર નથી પણ, આપ સાહેબે, તે મૃત્યુથી બચાવી, માતપીતા કરતાં પણ વિ-

લેસ મહેનત લઇને આ, મને સાજો કીધો. નહીતર હું ત્યાં ને ત્યાં, મરી ઠરી રહેત. કાં જે બીજું કોણ આ પ્રમાણે ચાકરી બરદાસ કરી જીવતદાંન આપે! આહા! આ આટલો બધો આપનો કરેલો ઉપકાર!! તેનો બદલો હું શી રીતે વાળીશ. કદી આ મારા શરીરના ચર્મનાં ખાસડાં શીવી આપના પગમાં નાંખું તોપણ, આનો બદલો કિંચિતમાત્ર પણ વળી શકે નહીં. ધન્ય છે હે દયાળુ દયાળજી ભાઈ તમને કે, આ દુનીયામાં અવતાર લઇ, પરોપકારનાં કાર્ય કરી જીંદગી સફળ કરોછો. અને દુનીયામાં (રડતો) મારા સરખા માણસોની બીન ફાયદાથી તજવીજ કરોછો. આવા આ તમારા ગુણનો એક ભાગ ગણતાં પણ, મારી જીહવા અશક્ત છે.

દયાળજી—ભાઈ પરોપકાર પરમેશ્વરને વ્હાલો છે. અને તે સર્વ માણસને કરવાની ફરજ છે. પણ તમે આવા કોમળ રાજપૂત પર એટલું એટલું દુઃખ જોઈ આ મારીતો છાતી ફાટી જાય છે. પણ તે મટાડવા કાંઈ પણ મારી શક્તિ નથી. એથી લાચાર છું. પણ ભાઈરે આંહી તમારે કોઈ જાતની ફીકરે રાખવી નહીં અને, સુખેથી રહો.

(એક શીપાઈ પ્રવેશ કરે છે.)

શીપાઈ—(બાજુપરથી) ઓ શેઠ, ઓ શેઠ. ઈધર આ.

દયાળજી—બળી તમારે શું કામ છે હવાલદાર!

(તેની પાસે આવે છે)

શીપાઈ—દીવાનકા ભાઈ ચોદા સફરી ઝાઝ લેકે, ઝાવાકી

એપપર ચલતે હયે તો દરીયાઈ પીરકો બતીસા ચડાનેકી ચાહ-તા હયે. ઈસ લીએ તપાસ કરતે તેરે ઘરમે કોઇ બતીસ લ-છના આયા હયે, અયેસા ખબર મીલા તો ઉસ્કો લેકે ચલ તો તેરેકો અછા ઈનામ મીલેગા.

દયાળજી—ભાઈ સાહેબ એતો મારો પૂત્ર છે તે શું બત્રીશા ચડાવવા માંગોછો! આવુંને આવુંજ અંધેર!! દીવાનનો ભાઈ વેપાર કરે તે શું બીજાના પૂત્ર મારે? આ કેવું ગજબનું બો-લવું છે?

શીપાઈ—નહીં નહીં, એ કુછ તેરા સગા નહીં હયે. અંગ્રેસી ખાત્રી કરલી જબ હમ પંદરા આદમીકો ભેજા હયે. ઔર કીયા હયે કે, જો નહીં દેવે તો એ દોનું કું બાંધકે હીંયા લાઓ. તો દુસરા બહાર ખડા હયે લેકીન મયે તેરેકો આગુંસેં સમ-જાનેકો આયા હું તો સમજ નહીં તો બૂરા હોયગા.

દયાળજી—જુઓ જમાદાર કાંઈ લેતાં કરતાં તમેજ છુટકો કરતા હોતો કરો, નહીં તો ગમે તેમ થાય તોપણ એને આપ-નાર નથી. તે નકી સમજજો.

શીપાઈ—હમકુ કુછ નઈ ચેતા હયે, લેકીન આગું હોતા હયે કે નહીં.

ચંદ્રસિંહ—(પલંગપરથી નીચો ઉતરીને) ક્યા કહેતા હયે ક્યા! ચલ કોઈ નહીં આતા હયે. જાતેરેસે હોસકે સો કરલો.

શીપાઈ—શીપાઇઓ શીપાઇઓ ચલે આઓ. (બીજા શી-પાઇઓ હથીયાર બંધ પ્રવેશ કરેછે. ઔરત) ચલો જલદીસે

ઇસ્કો બાંધલો.

**દયાળજી**—(ચંદ્રસિંહને) ભાઈ તમે ઘરની અંદર જતા રહો, હું એ બધાને જવાબ દઉછું.

**ચંદ્રસિંહ**—અરે એ કુતરાઓનો શું ભારછે.

(શીપાઇઓ એકદમ ચંદ્રસિંહને તથા દયાળજીને બાંધવા જાય છે, તેવામાં દયાળજીને કંઈ વાગવાથી બેશુદ્ધ થઇને પડે છે. અને ચંદ્રસિંહ એક શીપાઇનાજ હાથમાંથી તલવાર ખુંચી લઈ તેના સામો થાય છે, અને ખુબ મારામારી થઈ તેમાં ચંદ્રસિંહ કેટલાકને ઠાર કરે છે, અને છેવટે કેટલાક ભાગી જાય છે. ને પોતે એકલો મોટા ક્રોધના આવેશમાં ઉભો છે એટલામાં )

**નેપથ્યમાંથી**—અરે હમને દીવાન સાહેબકો અય ખબર દીયા કે ઓ આદમી બડા જબરજસ્ત હયે તો થોડે આદમીસે નહીં આ શકે. તો ઉસ્સે બહોત આદમી દુસરા ભેજા હયેસો ઓ આતા હયે. (કેટલાએક શીપાઇઓ તથા જમાદર પ્રવેશ કરે છે)

**જમાદાર**—અયે ઉલ્લું તું તેરે દીલમે ક્યા સમજ ગયા હો. ચલ અબ હમારે તાબેમે હોના હયે કે નહીં?

**ચંદ્રસિંહ**—ચલ ચલ મઉ, તાબેવાલા ગધેકી માફક ક્યોં ભૂક રહા હો? તુંમબી ક્યા જાનેગા કે હમ મીલાથા.

**જમાદાર**—(શીપાઇઓને) અબે ક્યા દેખતે હો. પકડલો હરામજાદેકું (શીપાઇઓ સાવધ થાય છે).

ચંદ્રસિંહ—હરામજાદા તું ઔર તેરા બાવા! પકડને પાલકી શીકલ તો દેખું, કમજાત તેરે જૈસે બહોત આયે મેરા પાલકી નીચું ચગદા કે મર ગયા હયે ઔર તું બી દેખ.

(એમ કહેતાંજ કુદકો મારી સર્વની વચમાં કુદી પડે છે અને તળવારની પટાપટી બોલે છે તેમાં શૂરવીર અડી રહ્યા છે, કાયરો થરરર કંપીને નાશી જાય છે. તેમાં શૂરવીરને ધીર ચંદ્ર-સિંહ કોઇને તળવારથી ઠાર કરેછે, કઇકને ઘાયલ કરે છે. પણ છેવટે તે પકડાય છે, અને તેને તથા બાજુપર પડેલો દયાળજી એ બન્યેને બાંધી થઇ જાય છે.)



# પ્રવેશ ૮ મો.

### સ્થળ દરીયાનો કીનારો.

(ચંદ્રસિંહ ઉભોછે અને ફરતા શીપાઇઓ તલવારો ખેંચીને રહ્યા છે તથા અમલદારો વીગેરે દરબારીઓ બેઠા છે. અને ગામના લોકો દાંતને આંગળીઓ અડાડી બગોકાર થઇ રહ્યાછે)

જમાદાર—(ચંદ્રસિંહને) જલદી કર તેરા ઇષ્ટદેવકો યાદ કરના હોયતો કરલે.

(ચંદ્રસિંહ ઇશ્વરની પ્રાર્થના કરે છે.)

(કહું ક્યા ફુલકકા સતાયા હુમેં—એ રાગ.)

હજુરીમાં હાજર થવાને ઓ દેવ;

માગીને આ ખોળીયું આવે છે જીવ—હજુરીમાં-ટેક.
આવ્યો હવેં ગુનાહમાં હું તારા જો જો;
કરીને કૃપા માફ કરજે તે તે—હજુરીમાં. 1
રહી ગઈ ન્યારી, દીમાણી પ્યારી;
મરૂંછું અહીં હવે શી ગતી તારી. હજુરીમાં. ૨
મેળવજે ભવાભવ પ્રભુ પ્યારી મારી;
જાઉછું હવે તો ખલક પરવારી. હજુરીમાં. ૩
રહ્યો વળી મુજથી, વીરસેન ન્યારો;
તુટી જવા બેઠો, આ કાયા કીયારો. હજુરીમાં. ૩
રહ્યાં માત તાત અરેરે ક્યાંહી;
ફરી મુખ જોવાને, પામ્યો હું નાંહી. હજુરીમાં. ૫
અરજ છેલી આ કરૂં ઇશ તારી;
હજારો પ્રણામ તું લેજે સ્વીકારી. હજુરીમાં. ૬

**વીરસેન**—(પ્રવેશ કરીને) અરે ભાઇઓ અહીંયા શું છે ને કેમ એકઠાં મળ્યાંછો? (એમ કેહેતો પાસે આવે છે અને ચંદ્રસિંહને જોતાં) કોણ મારો વ્હાલો ચંદ્રસિંહ!

**ચંદ્રસિંહ**—તું કોણ! અરે પ્રીય વીરસેન (એકદમ ભેટી પડેછે)

**જમાદાર**—(વીરસેનને ધકો મારીને) ચલ દૂર રહે દૂર. તુભી ઉસ્કી સાથ મરનેકો આશા હયે કે કયા.

**વીરસેન**—(તલવાર એચીને) ત્યારે તો આવો સામા હું પણ મરવાનેજ આવ્યોછું. (ક્રોધ કરી) ચંડાળો. મગદુર કોની છે કે તેના તરફ આંગળી કરી શકે!

(આટલું કેહેતામાં સર્વ શીપાઇઓ એકદમ વીરસેન ઉપર ટૂટી પડે છે, પણ બાહાદુર વીરસેન તેની અંદર કુદી પડે છે. તથા ચંદ્રસિંહ પણ તળવાર સ્વાધિન કરી તે પણ કુદી પડે છે. આટલું જોતાંજ ગામનું તમામ માણસ ત્રાસ પામીને નાશી જાય છે. અને કેટલાએક કતલ થાય છે, અને ઘણાક નાશી જાય છે, સર્વ છીન ભીન થઈ જાય છે, અને ચંદ્રસિંહ તથા વીરસેન એ બન્નેજ ઊભા રેહે છે.)

**વીરસેન**—થયું. ટીખળ પાર પડયું. હવે કોઈ સામો પગ ધરે એમ રેહેવા દીધું નથી.

**ચંદ્રસિંહ**—વ્હાલા વીરસેન પરમેશ્વરે તુંને કેવી અજાયબ રીત મેળવ્યો! ભાઈ, જો તું આ વખતે પહોંચ્યો ન હોત તો તો હું આ દુનીયામાં થોડીજવાર મહેમાન હતો.

**વીરસેન**—હશે જે થયું તે થયું. પણ ચાલો હવે આપણે આ દુષ્ટી પરજમાંથી. (બન્ને જાય છે).

— ❧ —

# પ્રવેશ ૯ મો.

**સ્થળ—જંગલ.**

**દીપમણી—** (ભયરવી ગજલ)

૧. ગઈ ત્રિપોર જામીની, અબ રાતાં એક બાકી રહી;
ભટકી ભટકી મુઈ પટકી, ઠરી ક્યાંઈ રહી નહીં. ગઈ૦ટેક;૧

(રડતી) મળ્યો પતી મને રૂડો, પણ જૂદો કીધો તેં પ્રભુ;
તે વિણ સહું કષ્ટ આ, કેમ ધ્યાંને તુંજ આવે નહીં. ગ૦ ૨
આટે મેળવરે પ્રભું, પતી મારાથી મને;
હારી ગઈ હામ હું, વિયોગથી ઝુરી મરી. ગ૦ ૩
શાન્તીથી સુતાં હશે, સજોડાંરે સગે;
રખડી મરી હું એકલી, મુજ જીંદગી એળે ગઈ. ગ૦ ૪
પાપ પહેલા જન્મનાં તે, આવીને અડ્યાં;
તેથી થઈ પતી વેગળી, દુઃખનો આરો આવે નહીં. ગ૦ ૫
અરે પરભક્ષ પ્રાણીઓ, શીદ દોડો વેગળાં;
કરો ભક્ષણ પ્રીતીથી, મુજ દેરનું આવી અહીં. ગ૦ ૬
આત્મ હત્યા જો કરૂં તો, એસે બહોળું પાપ;
કરવા પડે ભવ દોહલા, બીજા પણ એવા નહીં. ગ૦ ૭
કેમ ત્યારે અહી અરે, હું શી રીતે કરૂં;
સહાય કર પ્રભુ માહરી, કાંઈ મણા તો રહી નહીં. ગ૦ ૮

(એક યોગી પ્રવેશ કરે છે અને બાજુએ ઉભા રહીને)

**યોગી**—(મનમાં) આહા! એ ઓરત કયેસા કલકતા બીલાપ કરતી બયેઠી હયે. મયે પુછું તો ખરા કે પથ્થર ફટ જાવે અયેસા કાઇકુ કલ્પાંત કરતી હયે. (દીપમણીને) અરે તું કોન હયે ને તેરેકો ક્યા કષ્ટ બના હયે સો મેરી સમક્ષ બોલ!

**દીપમણી**—(મનમાં) કાંઈ લાગે છે તો માહાત્માં પુરૂષ (નમન કરી હાથ જોડીને) મહારાજ મારા પતીના વિયોગથી હું દુઃખીયારી થઈછું. અને અબળા ધારી કઇક દુષ્ટ મારાપર

સંકટ પાડે છે, અને ત્યાંથી છુટ્ટું ત્યારે આવાને આવા જં-ગલમાં પડું છું, અને વળી પાછી તે દશાએ પહોંચુંછું.

યોગી—તો કુછ ફીકર નહીં અબમેરી સાથ મેરી મઢીમેં અ-બ ફળ ફૂલ ખા ઔર થોરા દીન રહે બતનેમેતો ગુરૂમહા-રાજ કરેગાતો કુછ અછા હોઈ રહેગા. વાં કોઈ વીઘન નહીં આયગા.

દીપમણી—મહારાજ આપ સરખા મહાત્મા પુરૂષના દર્શ-નનો મને લાભ મળ્યોતો હવે મારા મનને નકી થયું કે મારાં સર્વ દુઃખ ગયાં. (બન્યે જાયછે)



# प्रवेश १० मो.

## સ્થળ યોગીનો આશ્રમ.

યોગી—(પ્રવેશ કરતાં) દેખ લડકી અયે મેરા આશ્રમ, હીંયા કોઈ તરાંહકી ધાસ્તી હયે નહીં. અબ તેરા જીકો નીરાંત કર ઔર અખંડાનંદકી ભક્તિ કર.

દીપમણી—બહુ સારૂં મહારાજ (બેસે છે) આપ મારા જેવાં દુઃખીયાં પ્રાણીનાં કષ્ટ ફેદન કરવાજ અવતારી થયાછો, એવા હે તપેશ્વરી આપના દીદાર છે.

યોગી—સબ દુનીયાં રામજીકે આધારે પડી હયે, ઔર કષ્ટ લોકને વાલા ગુરૂમહારાજ સમર્થ હયે.

(એવામાં એક આદમી ઘણા સરસ લીબાસથી પ્રવેશ કરેછે)

**આદમી**—મયે આપકો નમન કરતા હું.

**યોગી**—સદા સુખી રહે બચ્ચાં. ભલા તું કોન હયે ?

**આદમી**—મહાત્મા મયે વીમળાપુરીકા રાજા હું. મેરા નામ મહારાય કરકે હયે. ક્રીડા કરતે કરતે મયે જંગલમે આયા ઔર જરા આરામ લેનેકો (આંગળી બતાવીને) ઓ ઝાડકી. નીચું ઘોડા બાંધા ઈતનેમે આપકું દેખા જબ દર્શન કરનેકો હીયાં આયા. મેરા ધન્ય ભાગ્ય કે મેરેકો આપકાં દીદાર પાયા.

**યોગી**—હાંહાં જાનતા મયે લડકીકો તેરે સાથ લેજા ઔર ઇસ્કો અછી તરાંહસે રખના ઔર બદ નજરસે દેખનાં બી નહીં જો અયેસા તું દ્રઢ હોતા લેજા.

**મહારાય**—હોવે ખુશાસે ઉસ્મે કુછ હરકત નહીં. મેરી બયેટીકી સાથ એબી રહેંગી.

**યોગી**—દેખ કુદ્રષ્ટીસેં જો ઇસ્કી તરફ દેખેગેં તોબી સત્યાનાશ ચલે જાયગા ઔર નેક નીયતસે રખેગાતો ગુરૂમહારાજ લેહેર કર દેયગા.

**મહારાય**—અરે ગુરૂજી આપ એ કયા બોલતા હો. અયેસી બદ નીયત મેરી નહીં હે, લેકીન જેસી મેરી પુત્રી અયેસીજ માફક રખુંગા.

**યોગી**—જાબ અછા°(દીપમણીને)બયેટી તું ઇસ્કી સાથ જા.

**દીપમણી**—બહુ સારૂં મહારાજ, પણ આપે મારા સુખને અર્થે આટલી બધી તસ્દી લીધી તે માફ કરજો. આપની પુત્રી આ ઉપકારથી આપની પૂણ આભારી છે.

**યોગી**—(તેના શીરપર હાથ ફેરવીને) તેરા સતપર મયં બ-હોત ખુશી હોતાહું, ઔર કહેતાહું કે તેરા શંકટ તૂટા ઔર થોરા દીનમે તેરા પતીકો ગુરૂમહારજ મીલાવેગા અયેસા મેરા આશીર્વાદ હયે.

**મહારાય**—મહારાજ મેરેકો અબ બખ્ત હોતા હયે. તો રજા મંગતા હું ઔર નમસ્કાર કરતા હું. ( દીપમણીને ) ચાલો બેન ચાલો.

**યોગી**—જા બચ્ચા આનંદ કર.

**દીપમણી**—યોગેશ્વર હું પણ આપને વંદન કરૂંછું.

**યોગી**—અછા બચેટી.

(મહારાય તથા દીપમણી જાયછે.) *દરોપશીન*



# अंक ५ मो.

## प्रवेश १ लो.

**સ્થળ વીમળ પુરીમાં પૂર્ણચંદ્રાનો ખાનગી મહેલ.**

(પૂર્ણચંદ્રા ખુરશીપર બેઠી છે. અને દાશી પંખો નાંખેછે.)

**પૂર્ણચંદ્રા**—દાશી આ બેચાર દીવસમાં કોણ જાણે શુંએ થયું છેકે મને જરાપણ ચેનજ પડતુ નથી. એને તેને લીધે ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, તથા ભૂષણાદી અલંકાર કરવા પણ ગમતા નથી અને જીવ ઘણો મુઝાય છે.

**દાસી**—બાઈ એનું કારણ એજ છે કે આ થોડા દીવસની અંદર તમારી બધી સખીયો સાસરે ચાલી ગઈયું, તેથી તમને ગમતું નથી. વળી તમેપણ સાસરે જવા જેવડાં ક્યાં નથી થયાં? માટે તેથી ખરૂં! પણ બાઈ સાહેબ પરમ દહાડેજ આપના પીતા તે વાત કરતા હતા.

**પૂર્ણચંદ્રા**—શું કહેતા હતા?

**દાસી**—તમારા વિવાહ વિષે.

**પૂર્ણચંદ્રા**—પણ તે કેવી રીતે કહેતા હતા. તે વિસ્તાર સહીત કહે. જો કંઈપણ ફેરફાર કરીને કહેતો તને મારા સમછે.

**દાસી**—(હસ્તી હસ્તી) જુઓ ખરૂં કે, આપ વિવાહની વાત સાંભળવા કેવાં અધીરાં થઈ જાઓ છો ત્યારેતો હવે પતી વીનાજ ચેન પડતું નહી હોય!!

**પૂર્ણચંદ્રા**—(તેને પોચા હાથથી તમાચો મારીને) અંહ કહું-છું.કે એવું ટાયલું જવા દે અને પેહેલી વાત કહે!

**દાસી**—એકતો વાત કહેવી અને વળી તમાચો ખાવો આવો ન્યાયતો કમારી પાસે સાંભળ્યો.

**પૂર્ણચંદ્રા**—શાંણી દાસી જલદી કહેને?

**દાસી**—એતો અમસ્તા સહેજજ વાત કરતા હતા કે હવે પૂર્ણચંદ્રા વિવાહને યોગ્ય થયાં છે, પણ તેની બરાબરીનો વર મળે એટલે જલદી તેના વિવાહ કરવા છે, પણ ક્યાંઈ તેવો મળતો નથી તેથી લાચાર છું. એમ દીલગીર થતા હતા અને સર્વને તે વિષે ભલામણ કરતા હતા.

**પૂર્ણચંદ્રા**—નીચે કોના પગના ધબકારા બોલે છે, જો તો કોણ આવે છે ?

**દાસી**—(જોઇ આવીને) એતો તમારા પીતાજી કોઈ સ્ત્રી સાથે આવે છે.

(મહારાય તથા દીપમણી પ્રવેશ કરેછે અને પૂર્ણચંદ્રા તથા દાસી ઉભાં થઈ નમન કરે છે.)

**પૂર્ણચંદ્રા**—પીતાજી આજે આપ પધાર્યા તે શું સબબ? કંઈ આજ્ઞા હોય તો ફરમાવો અને આ બાઇ કોણ છે?

**મહારાય**—એ સતીને મને રૂષીએ સોંપી છે માટે એને તારી સાથેજ રાખજે. અને કાંઈ પણ દુહવાય નહીં એવી રીતે તમે સાથે રહેજો. આપણા પૂર્ણ ભાગ્ય કે નહીતો તે આપણે ઘેર ક્યાંથી હોય ! સમજી કે મારે ઉતાવળનું કામ છે માટે જઉંછું.

**પૂર્ણચંદ્રા**—ઘણી ખુશીની વાત. જેવું જોઇતું હતું તેવું ઇશ્વરે કર્યું. પીતાજી ! તમારે તે વિષે કંઈ પણ ચિંતા રાખવી નહી અને પધારો હું એને મારી છાતી ઉપર રાખીશ.

(મહારાય જાય છે એટલે દીપમણીનો હાથ ઝાલી પોતાની સાથે બેસારીને.)

બેન તમે ભલે આવ્યાં ! તમારા આવવાથી મને બેહદ ખુશી ઉત્પન્ન થઈ છે. અને તમારી સાથે રહેવાથી મને બહુજ આનંદ થશે; ઠીક થયું ઠીક.

**દીપમણી**—બેન. મારે પણ તમારોજ આધાર છે, તમારા શિવાય આ વખતે કોઇ પણ મારૂં સગુ નથી.

**દાસી**—બાઈ સાહેબ જમવાનો વખત ક્યારનો થઈ ગયો છે માટે પધારો નીચેથી સાદ કરે છે.

**પૂર્ણચંદ્રા**—ઠીક ત્યો ત્યારે. (દીપમણીને) ચાલો બહેન ચાલો.

(બધાં જાયછે.)



# પ્રવેશ ૨ જો.

**સ્થળ—વન.**

(ચંદ્ર સિંહ તથા વીરસેન પ્રવેશ કરેછે.)

**વીરસેન**—ભાઇ ચંદ્રસિંહ ! આપણે અહીયાંજ જરા બેશીએ. કેમકે આ વનમાં કંઈ ફળફળાદિ મેવા જણાય છે માટે બેસો હું કંઈ લઈ આવું.

(ચંદ્રસિંહ બેસે છે અને વીરસેન કંઈ મેવા લઇઆવીને બન્ને ખાવા બેસે છે.)

**ચંદ્રસિંહ**—વીરસેન ! તારો મેળાપ થયો તેથી મને ઘણી શાંતી થઇ ગઇ અને મારો જીવ જે વમળ થયો હતો તે ઠેકાણે આવ્યો. દીલોજાન દોસ્ત ! તારા શીવાય હું ઘણોજ હેરાન થયો. તું જો મારાથી જૂદો ન પડી ગયો હોત તો હું આટલો દુખી થાત નહીં. અને તું પણ એટલો દુઃખી થાત નહીં. ત્યારે હુંજ કોઈ ખરેખરો અભાગ્યો કે મારીતો એ દશા થઈ પણ મારી જે સહાય કરે તેને પણ મારાં અભાગ્ય પૂગે. જો કે તું

પણ મારૂં ભલું ઇચ્છતાં દુઃખી થયો વળી ધાંધલપુરમાં દયા-ળજીએ મને જીવતદાંન દીધું તથા ઘટતા ઉપાયો કરી મને સાજો કીધો ત્યારે છેલે મારેજ માટે તેની પણ શી દશા થઈ હશે ! આહા !! ધીકાર છે મનેજ કે મે એવાં અશુભ કર્મ-ના જોગ કરી આ દુનીયામાં જન્મ લીધો.

**વીરસેન**—ભાવિના જોગ કોઇથી મટતા નથી માટે જે વ-ખતે જે બન્યું તે બન્યું. પછીથી તેનો શોક કરવો તે આપ સરખા ડાહ્યા માણસને ઘટીત નથી. માટે પાછળની તમાંમ બાબતને વિસારી મેલીને હવેને માટે વિચાર કરવો, તે પણ હિમતથી કરવો કેમકે કાયર થઈ રડવા લાગે છે તેનાથી પછી કાંઈ પણ બની શકતુ નથી.

**ચંદ્રસિંહ**—વાહ ! તારી બુદ્ધિ કે તારાં પ્રાક્રમ તેનાં વખાણ કરવાને તદન અશક્ત છું. પણ ભાઈ તેજ પ્રમાણે મને પુરે-પુરૂં વિત્યું હતું. (લાડુભટ પ્રવેશ કરે છે અને એક બાજુ-એ સંતાઈ રહે છે)

**લાડુભટ**—ઇજ કે બીજા કોઇ !! (વાંકે મ્હોંએ નજર કરી જોતો) છે તો ઇજ. આણી તરફ કુમારશ્રી ચંદ્રસિંહજી. અને પેલી તરફ ભાઇશ્રી વીરસિંહજી. હવે ઠીક થયુ અને ઉમેદ બર આવી. તે તો તેની વાતોમાં અપશોષ કરતા બેઠા છે. તેને કાંઈ ખબર નથી કે શાક્ષાત લાડુભટજી મહારાજે પધારી, આ વનને ઉત્તેજન આપ્યું છે ! અરર, તેમનાં શરીર કેવાં નબળાં થઈ ગયાં છે ! દીન દીન વચનથી બોલે છે; ને રાંક-

ની મીસાલે બેઠા છે. હશે જે થયું તે ખરૂં પણ હવે હું એને જલદીથી મળી ખુલાસો કરૂ. ખુલાસો કરવો એમાં કાંઈ ના નથી, પણ કાંઇક મારાં લક્ષણ ઝળકાવવાં જોઇએ. માટે ચાલ સુરદાસ બની જઈ તેની પાંસે જઉ. (આંધળાની મીસાલે લાકડી ટેકાવતો) અરે બાઇઊંઇ કોઈ તારાપુરનો રસ્તો બતાવોરે બાપુઁઉઉ.

**ચંદ્રસિંહ**—વીરસેન આ તારાપુરનું નામ દેતો કોણ સુરદાસ જેવો જાય છે!

**વીરસેન**—(લાડુભટને) અરે સુરદાસ આંહીં આવ્ય અહીં.

**લાડુભટ**—અરે બાપજી હું ક્યાં આવું તમે ક્યાં છો (એમ કહી પડી જાય છે અને હાથ પગ તફડાવતો) અરરરરરર, ઓય મારાં માબાપરે હું મરી ગયોરે ધાઓરે હું મરી ગયોરે.

(ચંદ્રસિંહ અને વીરસેન દોડતા આવી તેને બેઠો કરેછે.)

**ચંદ્રસિંહ**—ભાઈ આ સુરદાસ પણ ખરેખરો દુખિયો છે.

**લાડુભટ**—બાપજી મને શા માટે દુઃખીયો કહોછો! મારે ઘેર તો મજાની બાયડી છે. અને તે રોજ રૂમ, ઝુમ, કરતી આવીને મને કહેશે કે ઓ મારા સ્વામીનાથ? ત્યારે વળી હું મરડાઇને બેસુંછું.

**વીરસેન**—શું શું!

**લાડુભટ**—કંઈ નહીં બઇસાબ હું પડી ગયોછું ને વાગ્યું છે તેથી બોલવામાં કંઈ ઢંગ રહ્યો નથી પણ હું તમને કાંઈ કહેતો નથી કે તમે શીજ માટે આમ રખડો છો.

**ચંદ્રસિંહ**—અલ્યા આ શુ તું ભેદ ભરેલું બોલેછે? તું કોણ છે અને ક્યાં જાય છે!

**લાડુભટ**—હું તો કાંઈ પેટ ભરેલું બોલતો નથી! મારૂં પેટ તો ખાલી થઈ ગયું છે. અને હું તો મોહીતપુરીથી રાજા ભદ્રસેન તરફથી કાગળ લઈ તારાપુર જઉછું.

**વીરસેન**—અલ્યા આ તું શું કહે છે તારી આંખે સુજતું નથી, અને ક્યાં મોહીતપુરી અને ભદ્રસેન, અને ક્યાં તારાપુર. વળી તુંને સુરદાસને કાગળ લઇને મોકલ્યો એ કેવી વાત! માટે ભાઇ તું ખરેખરૂં કહે કે કોણ છું?

**લાડુભટ**—હું ગમે તે છું, તેનું તમારે શું કામ છે! અમારે તો તમારૂં કામ છે, હું તો સદ્‌ગુણ કચડ ઘાણ ભાઈ ઘી દોદછું. પણ (આંખો ઉઘાડીને) તમે કોણછો! ઓહો આતો કુવરજી અને તેના મીત્ર વીરસેન કે નહીં!!! (એમ કહી ખુબ હસેછે અને વિચીત્ર ચાળા કરતો ભેટે છે.)

**ચંદ્રસિંહ**—વીરસેન! આતો ભટજી છે (લાડુભટને) અલ્યા અત્યાર સુધી નાહક હેરાંન કીધા? તારી ટોંખળ વિદ્યા હજુ સુધી એવીને એવીજ! ઠીક પણ તું આંહીં ક્યાંથી!

**લાડુભટ**—મારા મહેરબાન ઘણા દહાડા થયા ક્યાંઈ કુંવરજી, ક્યાંઈ વીરસેનભાઈ એમને એમ 'કરતાં આ બધું માંસ તો સળગી જઇને માત્ર નસોડાં બાકી રહ્યાં છે, તેને આપ મળ્યા તેની ખુશીમાં રાજી કરૂંછું કે તે ગયેલું માંસ પાછું લાવે. હશે એ તો હવે એક દહાડામાં ચાર ચાર વાર ઝાઝા ઝાઝા

લાડુઆ આવશે એટલે આવશે, પણ હવે આપ ચાલો, તા. રાપુર આખામાં આપના શીવાઈ ધબડકાય નમાંહાં થઈ ગયું છે, રાજાજી, પ્રધાનજી, વીગેરે સર્વ ઝુરી ઝરી પંજર જેવાં થઈ ગયા છે, અને તેણે મને શોધ કરવા સારૂ મોકલ્યો છે, તે ઘસડાતો ઘસડાતો મારી ભટાણીને ચુડલે સત કે તેથી આપ બહુજ ફાંફા મારતા જડ્યા, તો હવે ચાલો જલદી કરો.

**ચંદ્રસિંહ**—જ્યાં સુધી દીપમણી મને મળી નથી, ત્યાં સુધી હું આવીને શું કરૂં?

**લાડુભટ**—ત્યારે આમને આમ યોગીની માફક ભટક્યાજ કરવું છે કે શું! માટે ચાલો ઘર તરફ અને દીપમણી જેવી બીજી બાર પરણજો ને!

**ચંદ્રસિંહ**—જે તન, મન અને ધન, તે તો ગયું, ત્યારે પછી તે શીવાઈ હજાર સ્ત્રીઓ હોય તોપણ શું થઈ ગયું!

**લાડુભટ**—એવું તો તમારા મનને હશે! દીપમણી તો એક નવી સખી ધારીને તેની સાથે ઘણા શોભિતા આવાસમાં મજા કરે છે.

**ચંદ્રસિંહ**—મશ્કરી કરેછે કે ખરૂંછે?

**લાડુભટ**—મશ્કરી કરે તેનો બાપ મશ્કરી કરે. હું તો કાંઈ પણ મશ્કરી કરતો નથી, જેવું છે તેવું સાચેસાચું કહુંછું.

**વીરસેન**—ત્યારે તો હવે તારૂં ટોખળ એક તરફ રાખીને શી રીતબાત છે! તે કહે અમે તે સાંભળવા ઘણા આતૂર. છઈએ. માટે જલદીથી કહે!

લાડુભટ—અગાવની તો મને ખબર નથી પણ આજથી દસમા દીવસ ઉપર વીમળપુરીના રાજા મહારાયને જંગલમાં કોઈ યોગીએ સોંપ્યાં છે, અને તે પૂત્રી કરતાં પણ વિશેષ ગણે છે અને તેની પુત્રી પૂર્ણચંદ્રા સાથે ઘણા સ્નેહથી રહે છે. મારા સાહેબ એટલું હું જાણુંછું!!

(આટલું સાંભળી ચંદ્રસિંહ લાડુભટને ફરીથી ભેટી પડે છે અને ત્રણે જણ ખુશી થાય છે)

ચંદ્રસિંહ—આ વખતે મારાથી કંઈ બોલાતું નથી પણ ભટજી તમે તો નારદમુની જેવા પ્રતાપી ઠર્યા, જે આવી અકળ બુદ્ધિ ફેળવી. મારી વ્હાલી પ્રીયાની ભાળ કાઢી. અમે આટલા આટલા દીવસ થયા ભટકી મુવા પણ ક્યાંય પતો મળ્યો નહીં ને તમે તેનો શોધ કરી, પાછો અમારો શોધ પણ કર્યો. વાહ!! આ વખતની ખુશી મારાથી વર્ણવી શકાય તેમ નથી. વાહરે વાહ ભટજી ધન્ય છે તમને તથા તમારાં માત પીતાને!

લાડુભટ—હવે મારાથી કમાય શકાય તેમ નથી. કેમકે આ એપમાં મેં મારૂ શરીર તોડી નાંખ્યુ છે માટે હું જીવું ત્યાં સુધી મને ચુચુતા લાડુઆ અને મારી ભટાંણીને લસપસ્તી લાપશી એવું જોઇએ!

ચંદ્રસિંહ—હાહા ખરેખર તે પ્રમાણે આપવું. લે આ મારૂં વચન.

(લાડુભટ હાથ ધરે છે અને ચંદ્રસિંહ તાળી દે છે)

લાડુભટ—આહાહાહાહા!!! અબ કોઈ મને એંચ રાખો,

મેરેકો જોર આવતા છે! મેરેકુ જોર આવે છે. મારી આંખો ઢંકદો નહીંતર મેરેકો હરખ સનેપાત થઈ જાયગા. તો પીછું મારી છોટી બટાણીને કીસ તરેહસેં મળીશ (બધા હસેછે)

**ચંદ્રસિંહ**—ઓહો ઇશ્વર તેં મને પાછો મનુષ્યના વર્ગમાં આણ્યો ખરો!

(ઈશ્વરની સ્તુતી કરે છે.)

(ગર હમને દીલ સનમકુ દીયા ફીર કીસીકુ કયા—એરાગ.)

તુજ કૃપાથી પામીયો ખબર નારીના;
ખબર નારીના રે પ્રભુ ખબર નારીના.
મહેર કરી મેળવ્યા, ખબર પ્યારીના.—તુજ.
તે ખબર વિણ હું હતો, હાલથી બેહાલ;
પ્રભુ મયાળુ તું થઈ, કર્યો મુને નીહાલ.—તુજ૦
આવશે ઉમેદ બર, માહરી અતી;
કરૂંછું પ્રણામ મારી અલ્પ છે મતી.—તુજ૦

**વીરસેન**—ભાઈ હવે આપણે આંહીથી ચાલો વીમળ પુરીએ પહોંચીએ.

**લાડુભટ**—જુઓ સાહેબ! મારે માથે આખી જીંદગીનું પેટ ભરવાનું કરજ હતું તેતો તમને સોંપ્યું! એટલે હવેતો હું મોટો શાહુકાર થયો. માટે મારાથી હવે પગ વતીતો ચલાશે નહીં. પણ જો મીયાનો કે એવુંજ બીજું કાંઈ હોય! અને તેમાં હું બેસું કે સુઈ જઉં! અને પછી તે ચાર જણા ઉચકીને ચાલે તો મારાથીતો અવાય!!

**વીરસેન**—લે ચાલ પછીથી તેમ કરીશું. પણ નીચે ચાર શ્રીફળ લટકાવવાં ખરાં કે ?

**લાડુભટ**—ત્યારેતો પછી મારી બટાણી ત્યાં અને હું આંહીં, ધોળે દહાડેજ રખડયાંને ! એમ કરીને આ આખી જીંદગીનું તમારે ખરચ બળસાવવું છેકે શું ? પણ ના, ના ! હજુતો મારે સાડાબેસો વર્ષ સુધી જીવવું છે અને મારી બટાણીને ઉડસો વરસ સુધી જીવવું છે. !! (જાણે જાયછે)



# પ્રવેશ ૨ જો.

## સ્થળ—પૂર્ણચંદ્રાનો મેહેલ.

**દીપમણી**—(એકલી)

### હોરી.

પીયુજી ક્યાં જઈરહ્યો તું મુજને છોડીને, કર કર વેગેવાર;ટેક.
વીયોગ સાગરમાં પડીછું હું તેથી, જલદી આવીને તાર્ય.પી. ૧
કાંઈ પાંતીની કમી નહીં અહીં પણ,તુજ વિણ દુઃખઅપાર.પી.૨
રટણ તમારે હું રહીછું નિશદીન, લાગીછે આપની લાર. પી.૩
મેળવ પ્રભુ મુજ પ્રીતમ પ્યારો, માનું તારો ઉપકાર. પી.૪

(પૂર્ણચંદ્રા પ્રવેશ કરેછે અને દીપમણીને આંસુ લુછતી જોઇને)

**પુર્ણચંદ્રા**—કેમ બેન શાથી રડો છો ? તમને કોણે દુહવ્યાં, તે કહો કે તેના બુરા હાલ કરતાં મને કાંઈ વાર નથી, મકદુર કોનીછે કે તમારા સામું કરડી આંખ કરીને પણ જોઈ શકે !

**દીપમણી**—બેન મને કોઇએ કાંઈ પણ કહ્યું નથી. એતો અમસ્તો જરા આળસ આવ્યો તેથી તમને એમ લાગ્યું.

**પૂર્ણચંદ્રા**—નહીં નહીં, તમારો ચહેરો ખરેખર રડેલો છે પણ એમ નહીં રાખવું જોઈએ. તમે મારા પ્રાણ કરતાં પણ વિષેશ છો. અને સર્વે તમારા તર્ફ અમીની દ્રષ્ટીથી જુએછે.

(એક દાસ પ્રવેશ કરેછે)

**પૂર્ણચંદ્રા**—કેમ શું છે ?

**દાસ**—રાજાજી તમારી સાથે જે બાઈ છે તેને બોલાવેછે.

**પૂર્ણચંદ્રા**—શા કારણથી. ?

**દાસ**—કોઈ બે રાજકુમાર જેવા મેલે વસ્ત્રે કચેરીમાં આવ્યા અને રાજાજીએ તેને ઘણુંજ માન આપ્યું, અને પહેરેલાં વસ્ત્ર કઢાવી નાંખી ઘણા ઉમદા લીબાસ પહેરાવ્યા. અને ખાંનગી રીતે વાતચિત્ત કરતા બેઠા છે, અને રાજાજીએ મને તેડવા મોકલ્યો.

**દીપમણી**—(મનમાં) શું મ્હારા સ્વામીનાથનો નહીં આવ્યા હોય. ! (પ્રકાશ) બેન ત્યારે રાજાજીની આજ્ઞા પ્રમાણે મારે ત્યાં જલદી જવું જોઇએ.

**પૂર્ણચંદ્રા**—ચાલો ત્યારે હું પણ સાથે આવું છું.

(બધાં જાયછે)



# પ્રવેશ ૪ થો

**સ્થળ કચેરી.**

**મહારાય**—ચંદ્રસિંહજી ! મારા પૂર્ણ ભાગ્ય કે આપનું પધારવું થયું. તે જોઈ મને અતિશય આનંદ થાય છે.

(પૂર્ણચંદ્રા તથા દીપમણી પ્રવેશ કરે છે અને દીપમણી તથા ચંદ્રસિંહ ભેટી પડેછે)

**દીપમણી**—આ હર્ષે મારૂં ગળુ બંધ કીધુંછે. કે જેથી મારાથી કંઈ પણ બોલાતું નથી.

**મહારાય**—ઓહો પરમેશ્વર તારી મારાપર સંપૂર્ણ મહેરબાંની કે આ જોડાંનો મારે ત્યાં મેળાપ થયો. અને ધન્ય છે હે સતી તારી દ્રઢતાને કે એટલી વિપત્તીને વિષે શીયળ રત્નને સાચવી રાખ્યું તો પરમેશ્વર પણ તારા સત્યપર ધ્યાન રાખી છેવટે ખુશીનો ડંકો વજડાવ્યો.

**દીપમણી**—પીતાજી એ આપનો પ્રતાપછે. પણ આ ખુશીની અંદર એક બીજો પણ ખુશીનો વીચાર પેદા થાય છે કે આ પૂર્ણચંદ્રા, અને આ વિરસેન, એવું જોડું તમને જોતાં મળશે નહીં. માટે કેમ ?

**મહારાય**—અહો બેન એ તને ઘણો સારો વિચાર સુઝ્યો. કુંવરીના પૂર્ણ ભાગ્ય ! આ વાત મને બહુ પસંદ પડી. પરમેશ્વરે ઠીક જોગ મેળવ્યો. માટે જોશીને બોલાવી હમણાંને હમણાંજ આ સુભ કાર્ય કરીએ.

**ચંદ્રસિંહ**—બીજા જોશીનું શું કામ છે! આ લાડુભટ જોશી બહુ વિદ્વાન અને કુશળ છે.

**લાડુભટ**—હાવે એતો જન્મથીજ મારૂંજ કામ છેને!
(એમ કહી પૂર્ણચંદ્રા અને વિરસેનનો હસ્ત મેળાપ કરેછે અને)

પદ.

(તુજ બીન મોરી કોન ખબર લે—એ રાગ.)

**લાડુભટ**—અમર રાખે પ્રભુ જોડાં આને એવી આશીશ અમારીરે;-ટેક.

સમોરતં સુભલગ્નં આજે, નિર્વઘ્નેન સુભંભવતુ;
સેવં એવં બહુ કલ્યાણું, થયું આ મંગળકારીરે–

**બધાં**—અમર રાખે પ્રભુ જોડાં આને, એવી આશીષ અમારીરે

**લાડુભટ**—સાવધાન સમૈયો વરત્યો, ઉદવેગને પરવારીરે;
ખુશ ખુશ ખુશ ખુશી ખુશાલી, થયું આ જયજયકારીરે;

**બધાં**—અમર રાખે પ્રભુ જોડાંઆને, એવી આશીશ અમારીરે

**ચંદ્રસિંહ**—મહારાય! આ મારી સ્ત્રીને તમે સર્વ શંકટથી વારીને સારી રીતે સાચવી તે મારા ઉપર તમારો ઘણોજ ઉપકાર થયો છે. તેના બદલામાં તમે જે અમારી આણ્ય વર્તો છો અને ખંડણી ભરો છો તે આજથી માફ છે. અને સુખેથી સ્વતંત્ર રાજ્ય કરો.

**વીરસેન**—અને અમારે હવે જલદીથી તારાપુર પહોંચવું જોઇએ. કેમકે ત્યાં સર્વ અમારા માટે ઝુરતા હશે! માટે અમારે ચાલવાની તૈયારી કરાવો.

**મહાશય**—હજુ બેચાર દહાડા રહોતો ખરા. પછી તૈયારીની વાત કરજો. આજ આવ્યા ને આજને આજ તયારી કેવી !!

**ચંદ્રસિંહ**—વીરસેન કહેછે તે ખરૂં કહેછે. અને અમારે એક પલ જાયછે તે એક વર્ષ બરાબર જાયછે. માટે રોકાણ બાબતમાંતો માફ જ રાખો. અને પૂર્ણચંદ્રાને માટે પણ તૈયારી કરાવો.

**મહાશય**—એવી રીતે છે તો લાચાર છું ત્યારે હવે કાલ સવારમાં સુખેથી ચાલજો.



# प्रवेश ५ मो.

### સ્થળ—જંગલ.

(ચંદ્રસિંહ વીરસેન વિગેરે લશ્કર પ્રવેશ કરે છે)

**વીરસેન**—પ્રીય ચંદ્રસિંહ આપણો પડકારો જોઈ દુષ્ટ લબાડજી લુંટારાઓનો સરદાર આપણો કેડો પકડ્યા શીવાય રહેશેજ નહીં. અને તેનેપણ દીપમણીને થોડાં સતાવ્યાં છે માટે આપણે પણ તેને હાથ દેખાડવો જોઇએ.

**ચંદ્રસિંહ**—તેને આંવવા માટેતો આપણે અવાજ કર્યો. પણ પેલા આવે તેતો નહીંને ! એજ એજ, આવવા દો. આપણા માણસો પણ તૈયાર છે એટલે કાંઈ ફીકર નથી.

(લબાડજી, તથા લપોડજી કેટલાક લુંટારાઓ સાથે પ્રવેશ કરેછે)

લબાડજી—શીંહના પંજામાંથી છુટી હરણ ક્યાં જવાનું હતું!

ચંદ્રસિંહ—વાહ સિંહ વાહ !! દુષ્ટ ચંડાળ એકદમ મદથી આંધળોજ થઈ ગયોછું. પણ આજ તારો મદ ગાળી નાંખું. જો ખબરદાર પાછું પગલું દીધુંછે તો.

(બીગલ વાંગતાંજ તમામ લુંટારાઓ તીરકામઠાનો માર ચલાવે છે, તેવુંજ ચંદ્રસિંહનું લશ્કર તલવારની સબસબાટી દેતું તેઓપર તુટી પડે છે અને માર દેતાં દેતાં ચંદ્રસિંહ લબાડજીને તથા વીરસેન લપોડજીને માથાના વાળથી પકડી નીચા પાડે છે. )

લબાડજી—મહારાજ ક્ષમા કરો આપને મેં આવા જાણ્યા નહોતા. આજપછી આપની છેડ કદી પણ કરીશ નહીં.

વીરસેન—છેડ કર કે ન કર, પણ તારો અંતનો કાળ પાસે આવ્યો છે તે છેડ કર્યાવીના રહેશે નહીં.

ચંદ્રસિંહ—ત્યારે મારી આજ્ઞા પ્રમાણે વર્તવું કબુલ કરોછો કે?

લબાડજી—હા સાહેબ આપ જેમ કરવા ચાહો તેમ કરવા હાજર છું.

(બન્નેને છોડેછે એટલે નમન કરીને)

લપોડજી—ફરમાવો સરકાર આપની જે ઈચ્છા હોય તે પ્રમાણે કરવા તૈયાર છઈએ.

ચંદ્રસિંહ—ત્યારે આજથી તમારે કોઈ ઉપર લુંટફાટ કરવી નહીં. તથા સર્વ બંધીવાનને છોડી આપો અને આ પાસેના

મેદાનમાં શહેર વસાવો. તેનું નામ ચંદ્રપુરી પાડો અને તેનાથી તમારો નીભાવ લો. અને અમારી આણ્ય વરતો.

લબાડજી—મહારજ એ આપની આગ્ના મારે મંજુર છે. અને બીજુ પણ જે હોય તે ફરમાવો.

ચંદ્રસિહ—ત્યારે ઠીક તમે બધા લુંટારાઓને લઇને ધાંધલપુર ઘેરો ઘાલો અને લડાઇનો આદર કરો એવામાં અમે પણ આવી પહોંચશું.

લબાડજી—બહુ સારૂં એમાં આપનું કામ પણ પડવા દેનાર નહીં. (જાયછે)



## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—ધાંધલપુરનો સીમાડો.

(ચંદ્રસિંહ, વીરસેન વીગેરે પ્રવેશ કરેછે)

ચંદ્રસિંહ—કેમ વીરસેન આ ધાંધલપુરનો સીમાડો આવ્યો માટે આંહીંજ ઉતરી પડો.

વીરસેન—ઠીક પણ જુઓ પેલો લબાડજી પણ આવે.

(લુંટારાઓ સહીત લબાડજી, ધમરોળસિંહ તથા નાદાનજીને મુસ્કે બાંધેલા છે ને પ્રવેશ કરેછે)

લબાડજી—મહારાજ આપ કહેતા હતા તે આ દુષ્ટ ધમરોળસિંહ તથા આ નાદાન નાદાનજી દીવાંન.

**નાદાંનજી**—મહારાજ અમે આપના ઘણા અપરાધી છઇએ તોપણ આપ કૃપાળુ થઇને અમ દીનને છોડાવશો નહીંતો આ અમારા પ્રાણ સજ્જડ બાંધેલ છે તેથી નીકળી જશે.

**વીરસેન**—ચંડાલો તમારા પ્રાણતો કંઠમાંજ છેને.

**ચંદ્રસિંહ**—ભાઈ લબાડજી પૂર્વ તરફના દરવાજાની ચોકીના શીપાઈ હંડીબુચકારખાં, શેરખાં, પેપડીખાં. અને જુતીખાં. એ ચારને મુસ્કે બાંધીને, તથા દયાળજીને સારી રીતે આદરથી આંહીં લાવો. .

**લબાડજી**—બહુ સારૂં. (જાયછે)

**ચંદ્રસિંહ**—(ધમરોળસિંહને) દુષ્ટ, બેશરમી. આટલું બધું તારા રાજ્યમાં અંધારૂં ! (નાદાનજીને) ચંડાળ, હરામખોર, કૂત્તા, આ અબુઝને વશ્ય કરીને છેક અન્યાયથીજ ગરકાવ છે ? છટ, ધીકાર છે તુને, ફીટકાર છે તુને..

(હંડીબુચકારખાં આદિ ચાર શીપાઇને બાંધીને. તથા દયાળજી સહીત લબાડજી પ્રવેશ કરેછે, અને ચંદ્રસિંહ સીંહાસનથી હેઠો. ઉતરી તને ભેટી પડે છે તેમજ વીરસેન પણ કરે છે, અને પાસે બેસારે છે.)

**વીરસેન**—ભાઈ ચંદ્રસિંહ આ સર્વ આપની સમક્ષ હાજર થયા છે માટે તેનો ફેંસલો જલદીથી કરવો જોઇએ, તમાં આ ચાર લુચ્ચા અને હરામખોર શીપાઇઓને, અને આ દુષ્ટ રાજા તથા દીવાનને તોપને ગોળે ઉડાવી દેવા જોઇએ.

શેરખાં—સાહબ હમારી કમ અકલ સે ઔર બદદાનતસેં આપકા બડા ગુનાહમેં આયા લેકીન સરકાર, આપકુ તો હમારાપર નીગાહ રખકે માફ કરનાં ચાહીએ.

ચંદ્રસિંહ—વીરસેન! કીડીપર કટકાઈ કરવી એ કાંઈ લાયકી નહીં, માટે મારી નજરમાં આવે છે તે સાંભળો. આ ચાર શીપાઈઓને તથા આ ચંડાળ દીવાનને તોપે બાંધી ઉડાવી દેવાનું ઘટે છે, અને આ રાજાને પદભ્રષ્ટ કરવા ઘટે છે. પણ તેમ નહીં કરતાં આ પાંચે જણને રાજ્યના કામમાં રહેવા દેવા નહીં; કેમ જે તેની હરામ નીતીથી વખતપર અનીતીનું કામ બને. અને આ શાણા દયાળજીને દીવાનનો હુદો સોંપવો.તથા રાજાને તમામ માફી બક્ષી માત્ર અમારી આણ્ય વરતે અને ખંડણી ભરે. બસ મારી નજરમાં એમ આવે છે કેમ ભાઈ?

વીરસેન—નહીં નહીં આ દુષ્ટોપર એવી રેહેમ લાવવી વાજબી નથી. એતો પૂર્ણ સજાને પાત્ર છે, માટે તેને તો પુરેપુરી શીક્ષા કરવી ઘટે છે.

ચંદ્રસિંહ—તું કહેછે તેમ એ શીક્ષાને યોગ્ય છે ખરા, પણ તે એવા નીચ થયા, પણ આપણે તેમ કરવું ઘટે નહીં.

વીરસેન—ઠીક ત્યારે આપની નજરમાં આવે તે કરો.

ચંદ્રસિંહ—લબાડજી ! આ બધાને છોડી દો.

લબાડજી—આપના હુકમથી લાચાર છું, નહીંતો આજ તલવારથી તેના ધડથી માથાં જુદાં કરી નાખું !

(બધાને છોડે છે અને તેઓ પ્રણામ કરી ઉભા રહેછે.)

**ધમરોળસિંહ**—ધન્ય છે હે કૃપાળુ રાજા આપની સુજ્ઞતાની તારીફ મારી અલ્પબુદ્ધિથી તો શું પણ કોઈ મોટા કવીજનથી પણ થઈ શકે તેમ નથી, એવા આપના સુભ ગુણ છે તો તેથી પરમેશ્વર કાયમ આપના ઉપર મહેરબાન રેહેશે.

**નાદાનજી**—ભાઇઓ મારાં દુરાચરણથી કરેલાં નઠારાં કૃત્યથી બીલકુલ આશા નહોતી કે મને છોડી મુકશે. આ વખતે પોતે જેમ કરવા ચહાય તેમ કરી શકે તેમ છે, તોપણ આ કોમળ હૃદયના ધણીએ અમારા કરેલા ઘણાંજ અઘટીત ગુનાહ બક્ષી અમોને માફ કીધું છે તો પરમેશ્વર દીને દીને તેની ચડતી કળા રાખે. અને હું પણ તેના ઉપકાર સાથે પ્રતીગના પૂર્વક કહુંછુ કે, આજ પછી કોઈ દીવસ અઘટીત કૃત્ય આચરીશ નહીં.

**હુંડીખુચકારખાં**—ગરીબપરવર ! આપ કે પર હમને બહોત જુલમકા કામ કીયેથે. તો હમારાઈ દીલમે અયેસાજ હોતાથા કે, અબ અપે બલકકા થોડા વખ્ત મીજબાંન હયે. લેકીન ખાવીંદ આપને હમારાપર બહોત મહેરબાનગી કીઈ–ઔર છોડાતો ખુદાકી કસમ ખાકે બોલતે હુ કે, હમબી જીતે લગી નેક નીયતસે રેહેંગે, ઔર પરવર દીગારકી પાસ આપ કે હુકમે દુવા ચાહુગા.

**ચંદ્રસિંહ**—તમારા સર્વના મનમાં હવેથી ન્યાયે ચાલવું એવી અસર પુરેપુરે થઈ હોય એમ લાગે છે તો (ધમરોળસિંહને) ધમરોળસિંહ ! આ બધા જે જગ્યાએ હતા તેજ જગ્યાપર

રહેવા દજો. અને આ શાણા અને વિચક્ષણ દયાળજીને દીવાનનો હુદો સોપુંછું. અને તેનાથી વિરૂધ કાંઇ પણ ચાલવું નહીં, એમ કરતાં વળી તારા રાજ્યની સ્થીતી પણ સારી થશે.

**ધમરો૦**—મહારાજ તેનાથી કાંઈ પણ વીરૂધ મત આચરીશ નહીં. અને તેને પુછીનેજ પાણી પણ પીઇશ, પછી શું.

**ચંદ્રસિંહ**—દાના દયાળજીભાઈ! તમારા કરેલા ઉપકારનો બદલો મારાથી કિંચિતમાત્ર પણ વાળી શકે તેમ નથી. પણ એક સોપારીના કટકા માફક પાંચ ગામ તમને અર્પણ કરૂં છું. અને તે તમારા વંશ પરમપરા સુધી બક્ષુંછું.

**દયારજી**—મહારાજ, મારાથી તો આપનું કંઈ પણ થઈ શક્યું નથી. છતાં આપે તો મને બેહદ નિહાલ કીધો. તે મારાથી તો કદી પણ સકાતું નથી. આપે સર્વનું ભલુંજ કીધું તેનો બદલો પરમ ઇશ્વર શીવાય કોઇથી આપી શકાય તેમ નથી.

**વીરસેન**—ભાઈ હવે આપણે વિદાય થવું જોઇએ.

**ચંદ્રસિંહ**—હા ભાઈ હું પણ એમજ વિચાર કરૂંછું. (સર્વને) ભાઇઓ હવે સર્વ ખુશીથી સ્વસ્થાને જાઓ અને હમેશાં નીતિથી વર્તશો. એ મારી ટુંકામાં ભલામણ છે.

(સર્વ યથાયોગ્ય કરેછે અને ચંદ્રસિંહ વીગેરે જાય છે એટલે (બીજા પણ પાછા વળે છે.)



# પ્રવેશ ૭ મો.

## સ્થળ તીંમરપુરીની ભાગોળ.

(ચંદ્રસિંહ, વીરસિંહ, લશ્કર વિગેરે પ્રવેશ કરેછે)

**વીરસેન**—ભાઇ ચંદ્રસિંહ! આ દુષ્ટ નિર્દયસિંહનું તિમરપુર આવ્યું.

**ચંદ્રસિંહ**—એમ કે!

**દીપમણી**—હા પ્રાણવલ્લભ એજ.

**ચંદ્રસિંહ**—ત્યારે ચલાવો તોપોનો માર; અને તેનો કિલ્લો તોડી પાડો. (દીપમણીને) તમે તથા પૂર્ણચંદ્રા વીગેરે આ પાસેના તંબુમાં જતાં રહો.

(દીપમણી વીગેરે જાય છે અને લશ્કર સાવધ થઇ તોપોનો માર ચલાવે છે)

**એક શીપાઇ**—દેખો સાહેબ આબી લશ્કર લેકે સામા આતા હયે.

**નિર્દયસિંહ**—(લશ્કર સહીત પ્રવેશ કરી ચંદ્રસિંહને) સુતા સર્પની છેડ કરનાર ચંદ્રસિંહ તુંજ કે! (તલવાર બતાવીને) પણ યાદ રાખકે આ સમશેરની ધાર નીચે કાઢી, જમપુરીએ પહોંચાડી દઉં.

**વીરસેન**—અરે દુષ્ટ તારો મગદૂર શું છે! તારા જેવા ભીંગડા કઇકને જોઇ લીધા અને તુંને પણ જોઇ લેવા છે.

**ચંદ્રસિંહ**—ચંડાળ, કૃતઘ્નિ આવ; સામો. અને જોઈ લઉં તારી સમશેર.

(આટલું કેતાંજ બન્યે લશ્કર ભેટ ભેટાં થઈ જાય છે. અને મહા જુદ્ધ જામે છે. લડતાં લડતાં ચંદ્રસિંહનું લશ્કર વધારે વધારે જોશમાં આવતું જાય છે. અને નિર્દયસિંહનું લશ્કર છીનભિન થઈ જાય છે. અને તેવામાં ચંદ્રસિંહ તથા વીરસેન એકદમ નિર્દયસિંહ ઉપર આવી, તેને નિચો પાડી મુસ્કે કરી લેછે અને ફતેહના વાજાં વગડાવે છે.

**વીરસેન**—દુષ્ટ પાપી ચોરીનું કૃત કરી તેં અમારો છેડ કરીતો હવે તારાં કેવાં માઠાં પરિણામ થાય છે તે !!

(દીપમણી પ્રવેશ કરેછે)

**દીપમણી**—પ્રાણાધાર ! આ દુષ્ટના નિચ્ચ કૃત્યથી આપણે આટલાં બધાં દુઃખી થયા માટે એ કૃતઘ્નિને જેટલું દુઃખ આપીએ તે ઓછું છે. અને પૂર્ણ શીક્ષા ભોગવવાને લાયક છે. તેથી તેને રીબાવી રીબાવીને મારવો જોઇએ.

**વીરસેન**—અરે તેનેતો આ મારાજ હાથે કતલ કરી, જોગણીયોના ખપરમાં અર્પણ કરવો છે.

(એમ કહી તલવારનો ઝટકો મારી નિર્દયસિંહ ઉપર મહા ક્રોધના આવેશમાં જાયછે, તેવામાં સુગુણા આદિ નિર્દયસિંહની રાણીઓ પ્રવેશ કરી ચંદ્રસિંહને નમન કરે છે અને પછી દીપમણીના ચરણમાં શીશ નમાવી હાથ જોડી સામે ઉભી રેહેછે)

**ચંદ્રસિંહ**—અરે બાઈઓ તમે કોણ છો અને આ વખતે તમારે આવવાનું શું કારણ છે ?

**દીપમણી**—સ્વામીનાથ એ ચારે નિર્દયસીંહની રાણીયો છે.

**સુગુણા**—ઓ કૃપાળુ ! તેનાં કૃત્ય પ્રમાણે જે શિક્ષા કરશો તે વાજબી છે, પણ જો આપ અમારાજ તરફ રેહેમ લાવી આપના ધ્યાનમાં આવે તો મુક્ત કરો.

**દીપમણી**—મહારાજ આ નિર્દયસિંહના સંકટમાંથી મને આમણે મુક્ત કરી હતી, માટે તેના ઉપકારથી તેને છોડી દેવો જોઇએ.

**ચંદ્રસિંહ**—કેમ વીરસેન. તારા ધ્યાનમાં શું આવેછે ?

**વીરસેન**—ત્યારેતો લાચાર ! (નિર્દયસિંહને) ઘાતકી તું આ વખતે પુર્ણ ભાગ્યશાળીજે તારી સ્ત્રીઓએ આવી આ પ્રમાણે કર્યું, નહીતો તારા બુરામાં બુરા હાલ થઈ પડત. વળી કંઈપણ તારૂં જોર હોય તો બોલી જા.

(નિર્દયસિંહ અધોમૂખો થઈ નીચું ઘાલેછે.)

**ચંદ્રસિંહ**—શીપાઇઓ એને બંધન મુક્ત કરો.

(શીપાઇઓ છોડેછે એટલે નમન કરીને)

**નિર્દયસિંહ**—હે સતી હે માતુ ! મારા કરેલા પૂર્ણ અપરાધ ક્ષમા કરજો. મેં આપને કષ્ટ આપવામાં કંઈ પણ ખામી રાખી નહોતી ! મારાં કૃત્ય પ્રમાણે હું તે દશાને પહોંચ્યો હતો તોપણ તમે મહા દયાળુએ મને તે કરેલા અઘટીત કૃત્યની

શીક્ષા નહીં; કરતાં માફજ કર્યું. આવી દયા કોઈ બીજાના હૃદયમાં હોય એમ મારાથી કહેવાતું નથી. તો અંતે તમારી ફતેહ થઈ, અને મારા જેવા અઘટીત કૃત્યના કરનારને પરમેશ્વર કદી પણ છોડશેજ નહીં. એમ હવે હું ખાત્રીથી કહુંછું મારો તથા આ દયાળુનો દાખલો લઈ માણસોએ હમેશાં નીતીથી રહેવું. પ્રતક્ષ જુઓ કે, અંતે ધર્મ જય અને પાપે ક્ષય. એ કાંઈ ખોટું નથી. માટે હે ભાઇઓ સર્વેએ સદગુણ ગ્રહણ કરીવા એ માણસોની ફરજ છે. તે વિષે મારી અલ્પ બુધીથી કંઈ પણ વધારે કહી શકતો નથી.

**દીપમણી**—સ્વામીનાથ આપણને આવતાં આવતાં પણ ઘણા દીવસ વિત્યા માટે હવેતો જલદી ચાલો.

**નિર્દયસિંહ**—મહારાજ મારે ત્યાં આપ પધારો અને બે દીવસ રહીને પછી તારાપુર પધારજો.

**ચંદ્રસિહ**—અમારે ઘણા દિવસ આંમને આંમ રસ્તામાં ભાગી ગયા માટે એક ઘડીપણ અમે ક્યાંઈ ખોટી થઇશું નહીં.

(વીરસેનને) ચાલો તૈયાર થાઓ.

(ચંદ્રસિંહ વીગેરે જાયછે અને પડદો પડે છે.)



# प्रवेश ८ मो.

### સ્થળ—તારાપુર. સુર્યસિંહનો મેહેલ

(સુર્યસિંહ તથા પ્રધાન બેઠા છે, અને શીપાઈ દોડતો પ્રવેશ કરે છે.)

**શીપાઈ**—(ભયભિત થએલો) મહારાજ કોઈ જબર રાજા મોટું સૈન્ય લઈને આપણા શહેર ઊપર આવે છે.!

**સુર્યસિંહ**—જેને આવવું હોય તે ભલે આવે! મારામાં શક્તિ રહી નથી કે હું તેના સામો જાઊં

(ચંદ્રસિંહ, વીરસેન, દીપમણી, પૂર્ણચંદ્રા વીગેરે પ્રવેશ કરે છે અને વંદન કરે છે.)

**સુર્યસિંહ**—કોણ મ્હારા વ્હાલા ચંદ્રસિંહ અને વીરસેન !!!!

**ચંદ્રસિંહ**—હા પીતાજી.

(સુર્યસિંહ ચંદ્રસીંહ તથા વીરસેનને છાતી સાથે ચાંપેછે. એમ અન્યો અન્ય યથાયોગ્ય ભેટેછે, તથા અતિષય આનંદીત થાય છે.)

**સુર્યસિંહ**—પરમ કૃપાળુ સર્વજ્ઞ ઈશ્વરે હવે મારી જીંદગી સફળ કરી માટે ઉઠો સર્વ ઈશ્વરની સ્તુતિ કરીએ.



# ઈશ્વર પ્રાર્થના.

(ધોળ—આનંદ કંદ તું ઈશ અભીનંદન—એ રાગ)

ભીડ ભંજન પ્રભુ ભીડ નિવારી,
મરજી તારીથી થયું સુખકારી.—ભીડ૦ ૧
જીભ થકી ગુણ તુજ ન ગવાયે;
કાર્ય થયું સુભ તુજ મયાયે.—ભીડ૦ ૨
લીલા વિલાસ તુજ સેવથી થાયે,
દારીદ્ર દુઃખ તિમર મટી જાએ.—ભીડ૦ ૩
સહ્યું દુઃખ સતીયે રાખ્યું શીયળ,
રૂક્ષ કષ્ટ કાપીને કરી નીરમળ.—ભીડ૦ ૪
પાતક દુર કીધાં મોર સ્વામ,
નીત્ય પ્રત્યે કરે તુને ભીમજી પ્રણામ.—ભી. ૫



# આશ્રયપત્રક.

ભાવનગર.

૫ રા. રા. પીતાંબરદાસ વિ. હરીલાલ મીસ્ત્રી.
૫ રા. રા. ઠા. રામજી વિ. ત્રીકમજી ટિમ્બર મરચન્ટ.
૫ રા. રા. પટેલ વીઠલદાસ વિ. લાલજી ટિમ્બર મરચન્ટ.
૫ રા. રા. પટેલ હરગોવિંદદાસ રામજી.
૫ રા. રા. ઠા. છગનલાલ વિ. લક્ષમણ.
૫ રા. રા. ઠા. દુર્લભજી વિ. લક્ષમણ.
૫ શ્રી જૈનધર્મ સુબોધપ્રસારક સભા.
૩ રા. રા. પટેલ રામજી વિ. પુરૂષોતમદાસ ટિમ્બરમરચન્ટ.
૨ રા. રા. પોચાભાઈ લલુભાઈ મીસ્ત્રી.
૨ રા.રા. પટેલ વીઠલદાસ હેમજી
૨ રા.રા. દોલતરાય ગૌરીશંકર ડે.વ.
૨ રા. રા. મીસ્ત્રી માધવજી જેઠાભાઈ.
૨ રા. રા. ન્યાલચંદ મુલચંદ.
૨ રા.રા. ત્રીભોવન પ્રેમજી લુવાર
૧ પારેખ રણછોડ વીરજી.
૧ શા. વીઠલ હરખજી.
૧ બદાણી ગંભીર ભગવાન.
૧ મહેતા મગનલાલ લલુભાઈ.
૧ ભાલાણી ચુનીલાલગોરધનદાસ
૧ ખવાસ જીવા કીકાભાઈ.
૧ મોદી જગા માવજી.
૧ રા. દુર્લભરામ શીવશંકર.
૧ ગુસાંઈ હરદેવગર હીરાગર.
૧ ઠકર છોટાલાલ વીઠલદાસ.
૧ શા. મગન ઝવેર.
૧ રા. મણીલાલ છોટમલાલ.
૧ રા. હરીલાલ ભગવાનદાસ. વ.
૧ સોની તુળશી કુંન્થડ.
૧ રા. મેઘજી માણેકચંદ.
૧ પટેલ સબુર ગાલા.
૧ પટેલ ખીમા ધના.
૧ પટેલ પરભુ કલા.
૧ પટેલ ત્રીભોવન હાઠી.
૧ પટેલ જેઠા રણછોડ.
૧ પટેલ ભક્તિ માલદાસ.
૧ સુતાર નથુ આણંદ.
૧ માળી પીતાંબર ગોવિંદ.
૧ શા. મનોર ખીમજી.
૧ શા. જાદવજી કલ્યાણજી.
૧ શા. માણેકચંદ ઝવેર.
૧ શા. દામોદર બકોર.

૧ શા. ગીરધર કુબેરદાસ.
૧ બાવાજી ગગજી.
૧ રા. સાકરલાલ દલપતરામ.
૧ રા. વૃજલાલ છોટમલાલ.
૧ રા. દોલતરાય વિ. સામજી દોશી.
૧ મહેતા પોપટ વિ. અમરશી.
૧ દોશી અંદરજી છગનલાલ.
૧ પારેખ મનમોહન ઓધવજી.
૧ પારેખ ત્રંબકલાલ નથુભાઈ.
૧ પારેખ ચિમનલાલ મોતીલાલ.
૧ ભટ માણેકલાલ વિ. બાઇશંકર
૧ ત્રીવેદી છોટમલાલ દેવશંકર.
૧ પારેખ માણેકલાલ પીતાંબર.
૧ પંડ્યા ત્રીભોવન કાશીરામ.
૧ ભટ રેવાશંકર રામશંકર.
૧ રા. માનશંકર લક્ષ્મીશંકર.
૧ રા. લક્ષ્મીપ્રસાદ વિ. હરીપ્રસાદ દેશાઈ.
૧ દોશી પરભુદાસ ભગવાનદાસ.
૧ પટેલ રામજી વીરજી.
૧ દોશી પ્રાગજી ખોડીદાસ.
૧ શ્રી લુવાણા જ્ઞાતીસુભેચ્છક મંડળી.
૧ વૈદ્યરાજ ગુલાબચંદજી શંભુલાલ.
૧ રા. દોલતરાય છોટમલાલ.
૧ શ્રી ભાવનગર સુબોધસાગર મંડળી.
૧ ઠકર ગાંડા બાલુ.
૧ ઠકર પ્રાણજીવન હરખજી.
૧ રા. દેવીસિંહ વિ. જેઠીભાઈ,
૧ રા. ભોસલે નારણરાવ.
૧ રા. કોઠારી વનમાળી કરસનજી.
૧ રા. રણછોડલાલ ગીરજાશંકર.
૧ રા. પરભુદાસ દ્વારકાદાસ.
૧ વોરા અબદુલક્યુમ અબદુલઅલી.
૧ રા. દ્વારકાદાસ રણછોડદાસ.
૧ સોની લવજી બાણજી.
૧ રા. ગુલાબરાય ભીમજી દ. વ.
૧ રા. રતનજી કાળીદાસ.
૧ પટેલ છગનલાલ વ. દેવીદાસ.
૧ રા છોટમલાલ જીવણદાસ.
૧ રા સુતાર મોહન હરજીવન.
૧ કુંસારા અમીચંદ હરીભાઈ.
૧ મહેતા બકોર દયાળજી.
૧ પારેખ પરભુદાસ વિ. સુળજી.
૧ મહેતા છોટમલાલ ગીલાભાઈ.
૧ મેમણ આમદભાઈ ગનીભાઈ.
૧ પટેલ બકોર જીવા.
૧ મહેતા લવજી ગોરધન.
૧ મહેતા શામળદાસ વિ.પુરૂષોતમદાસ.
૧ કપાસી ગીરધરદાસ જગજીવનદાસ.
૧ સોલંકી જીવાભાઈ સામતસિંહ.



**પાલણપુર.**

૧૦ રા. રા. મે. પીતાંબરભાઈ હાથીચંદ.

---

**શીહોર.**

૩ રા. રા. ગુલાબરાય વિ. નારણજીભાઈ.

૨ રા. ત્રીભોવનદાસ રામજી પારેખ.

૧ મણીયાર મગનલાલ વિ. દલુ.

૧ મણીયાર મુલજી આણંદજી.

૧ કંસારા પુરશોતમ કકલ મોટાદવાળા.

૧ રાજ્યગોર મગન કાશીરામ.

૧ દ્વિવેદી ઉમીયાશંકર જીભાઈ.

૧ ત્રંબકલાલ વિ. ત્રીભુવનદાસ.

૧ ભટ ત્રીભુવન વિ. રામશંકર.

૧ શીપાઈ હર્જીઆણું હજુ સરદાર.

૧ કાણકિયા વલભદાસ વીઠલદાસ

૧ મહેતા રામજી હીરજી.

૧ ભુત્તા ત્રિભુવન ગોપાળજી.

૧ રા. નથુ દેવચંદ થાણદાર.

૧ રા. વામનરાય જાદવરાય.

૧ દોશી જગજીવન પરભુદાસ.

૧ દવે નરોતમ ગીરધરલાલ.

૧ મહેતા વેલજી જયશંકર.

૧ રા. બાપાલાલ માણેકલાલ.

૧ ભટ વનમાળી નરોતમ.

૧ રા. ભગવાનલાલ મહીપતરામ

---

**વઢવાણ સીટી.**

૧ વોરા ધનજી લાલચંદ થાનક ખાતે.

---

**પરવાળા.**

૧ બધેકા ગોરીશંકર જેશંકર. પ. સ્કુ. મા.

---

**રંગોળા.**

૧ ઠા.હરખજી કરશનજી રં.સ્કુ.મા.

૧ ઠા. છગનલાલ રામજી.

૧ સોની કેશવજી દેવજી.

---

**વાવેરા.**

૧ રા.ગીરજાશંકર ત્રીભોવન ઓઝા

૧ રા.ફુલચંદ ભગવાનદાસ.દેરાઈ

---

**મમદડા.**

૧ રા. બેચર વછરાજ મહાવાણી.

૧ રા. ફુલચંદ વિ.મુળજી ચુડા.કા.

૧ રા. માણેકચંદ વ. જેઠાભાઈ કા. જેતપુરવાળા.

---

**વઢવાણ કાંપ.**

૧ મીસ્ત્રી છગનલાલ પુરશોતમ.

૧ સુતાર કુવરજી પુરૂષોતમ.

### ખાખી જાળીઆ.

૧ વિપ્ર વીરજી મ્હેનજી.

---

### ખાખરીઆ.

૨ શા. માણેકલાલ દયાળજી બા વનગરવાળા. શીહ્નર ખાખરીયા.

---

### સુલતાનપર.

૨ રા. વલભશી ટોકર.

---

### મુંમાઈ.

૧ રા. ભાઈદાસ શીવદાસ.
૧ રા. ઠા. દયાળ રવજી.
૧ શેઠ હોરમનજી ખરસેદજી મા કીદલાલ.
૧ રા. જીવરાજ જાુઠાભાઈ.
૧ ઠા. ત્રીભોવનદાસ કરશનદાસ.
૧ પંડ્યા મણીશંકર દામોદર.
૧ શા. દેવચંદ ફુલચંદ.
૧ શા. કાળીદાસ વિ. કરમચંદ શ્રી જેતપુરવાળા.
૧ શા. કરમચંદ માધવજી.

---

### બજુડ.

૧ મહેતાજી હરીશંકર વશરામ.
૧ પટેલ ભીમ વાલા.

---

### ધરમપુર.

૨ નેકનામદાર કુમારશ્રી બળદેવજી
૧ રા. જીવનરામ લગુભાઈ.

---

### બોરસદ.

૧ રા. ભાવસાર નાથાલાલ કહાનદાસ.
૧ ભાવસાર ત્રીભોવન દાજીભાઈ.
૧ ભાવસાર પ્રાણજીવન માધવ.
૧ ભાવસાર નારણ આશારામ.
૧ શા. વેણીદાસ વસ્તાજી.
૧ શા. બાઈલાલ ગુલાબચંદ.
૧ શા. અમીચંદ છગનલાલ.
૧ ભાવસાર છગન વનમાળી.
૧ ભાવસાર મોતીલાલ જેઠાભાઈ.
૧ બાવસાર છગનલાલ મુળજી.
૧ શા. ભાઈજી પાનાચંદ.
૧ શા. જેઠાભાઈ કેવળદાસ.

---

### વાડાસડા.

૧ મહેતાજી મોતીલાલ માહેશ્વર.

---

### તારાપુર.

૧ માસ્તર મણીશંકર જયશંકર.

---

### જેતપોર.

૧ ૨. રા. મુળચંદ વશરામ કોર્ટના. ૬૧

૧ રા. દુર્લભજી વિ. મુળચંદ પારેખ.
૧ રા. હીરાચંદ વિ. ઝીણાભાઈ

## લીંબડી.

૨ રા. જટાશંકર લાલજી આચાર્ય.
૨ રા. નારાયણ કાશીરામ આચાર્ય
૧ રા. ખીમજી જેશંકર દવે.
૧ રા. ત્રીભોવન વિશ્વનાથ વ્યાસ.

## માડલ.

૧ રા. રામકૃષ્ણ વિ. મહાદેવ પંડ્યા.
૧ સૈયદસાહેબ રાજનઅલી દાદામીઆં.
૧ મહેતા આણંદજી ભગવાન.
૧ મહેતા ત્રીકમદાસ ગીરધર.
૧ જમાદાર મલેકભાઈ જમાલભાઈ.
૧ રાજગર લીલાધર ભગવાન.

## ઉપલેટા.

૧ રા. જેશંકર હેમતરામ ઉ. વ.
૧ રા. મુળજી થોભણ દ઼ કા.

## મહેમદાવાદ.

૧ મહેમદાવાદ નેટિવજનરલ લાયબ્રેરી.
૧ રા. મોતીલાલ ચુનીલાલ મામલતદાર.

## દહેગામ.

૧ રા.રા. હાર્થીવિ. સાંકળચંદતલાટી.

## મોરબી.

૨ શ્રી મોરબી જૈનશાળા ખાતે હા. મેહેતા માધવજી ચાપશી તથા મહેતા ત્રીભોવન મોણશી.
૧ દેશાઈ વનેચંદ રાજપાળ.
૧ રા.રા. મુળચંદ મોનજી ફ. ક. મા.
૧ રા. રા. અમરચંદ ઝવેરચંદ સર. ન્યા.
૧ મહેતા ભીમજી વજપાળ.

## ધાવળી.

૨ ભટ કુરણાશંકર રેવાશંકર.
૧ જાની મહાશંકર કકલ.

## સમઢીયાલા.

૧ રા. રામકૃષ્ણ વીરેશ્વર ઠાકર.
૧ બાવા કાશીરામ જાનકીદાસ રામાનંદી.

## ધોરાજી.

૧ રા. રા. જગજીવન વિ. વરછરાજ કામદાર.

૧ દેશાઈ હરખચંદ માધવજી.
૧ શા. ફુલચંદ જેઠા.

---

**પાંચેલી.**

૧ મા. બેચર ધનજી.

---

**કુંભાણ.**

૧ રા. રા. લક્ષ્મીરામ મુળજી હ૦ ગુ. પા. નિ. ના મહેતાજી.
૧ ખોજા કાશમ મનજી ઠકર.
૧ પટેલ કુદા જેરાજ.
૧ વાળંદ નાનજી નારણ.

---

**વંડા.**

૧ માળી નથુ ભગવાન મહેતાજી.
૧ રજપુત કરણજી કરશનજી.
૧ ભટ કેશવજી શંભુ.

---

**ભુજ.**

૧ રા. રા. જદુલાલ મોહનલાલ.
૧ રા. રા. કેશવજી રામજી બુદ્ધ ભટ્ટ જાડેજા કોર્ટના સર્વેયર.
૧ રા. રા. નરભેરામ માડણજી વ. કો. નાસ.
૧ મીર કાશમમીઆ છોટામીઆં.
૧ ઉપાધ્યા હરીરામ પરભુરામ.
૧ ડાકટર મુળજી હરીરામ.

---

**માંડવી.**

૪ રા. રા. મેઘજી દેવજી મહેતા.

---

**આટકોટ.**

૧ રા. રા. મોહન વિ. અમરશી. હી. હે. કા.

# જાહેર ખબર.

નીચે લખેલી ચોપડીઓ અમારી પાસેથી રોકડી કિંમતે વેચાતી મળશે.

ચંદ્રસિંહ દીપમણી નાટક. (પંચ અંકી) ૦-૧૦-૦

શ્રી ઉમેદચંદજી કૃતકાવ્ય સંગ્રહ ભાગ ૧ પહેલો. ૦-૧૦-૦

ઉપર લખેલી ચોપડીઓ નીચે સહી કરનાર પાસેથી રોકડી કિંમતે વેચાતી મળશે. માટે જે સાહેબોને જોયતી હોય, તેમણે અગાઉથી કિંમત મોકલી પોષ્ટપેડ કાગળથી મંગાવવી. ટપાલખર્ચ વધારે મોકલવું. નાટપેડ કાગળ લેવામાં આવશે નહીં.

(સહી) ભીમજી કાળીદાસ રૂપાણી.

ઠેકાણું રાણીકામાં

ભાવનગર.

